# धर्म नीति बोधिनी.

## ભાગ ૬ ઠો.

### પુરાણોની કથા ઉપરથી.

પ્રસિદ્ધ કર્ત્તા.

ભીમભાઈ લાલભાઇ દેશાઇ.

સુરત.

આવૃત્તિ ૬ ઠ્ઠી.

કીંમત ત્રણ આના.

# धर्म नीति बोधिनी

## ભાગ ૧ લો.

### પુરાણોની કથા ઉપરથી.

પ્રસિદ્ધ કર્તા—

**ભીમભાઈ લાલભાઇ દેશાઈ**

**સુરત.**

" શંકર " પ્રિન્ટીંગ પ્રેસ—સુરત.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત અઢી આના.



છપાવી પ્રસિદ્ધ કરનાર-ભીમભાઇ લાલભાઈ દેશાઈ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-વાડીફળીઆ--સુરત.

સુરત ચઉટાના પુલપર આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.



# અનુક્રમણિકા.



# ધર્મ નીતિ બોધિની.

શ્રી ગણેશાયનમઃ

શ્રી ગુરૂભ્યોનમઃ

શ્રી પરમાત્માને નમઃ

## પાઠ ૧ લો.

આવો બાળકો, તમે અહીં ભણવા આવ્યા તે ઘણું સારૂં થયું. જે બાળકો ભણતા નથી તે મૂર્ખમાં ખપે છે અને લોકો તેને નઠારાં ગણે છે. તમે તો હોશીઆર અને લાયક ગણાવવા માગો છો એ બહુ ખુશીની વાત છે. કેટલાક ભણે છે પણ ભણ્યા પ્રમાણે ચાલતા નથી એટલુંજ નહિ પણ નઠારાં કામો કરે છે અને નઠારી રીતે ચાલે છે, અને તેમ કરે છે ત્યારે તેનું ભણતર વગોવાય છે. તમે ભણીને હોશીઆર થાઓ અને જે તમને શીખવવામાં આવે તે પ્રમાણે ચાલો એટલે લોકોમાં તમારાં ઘણાં વખાણ થશે અને તમે મોટા થશો ત્યારે ઘણું માન પામશો. એવો છોકરો કે છોકરી કોઇકજ મૂર્ખ હશે કે જે લોકોમાં સારૂં કહેવડાવવા નહીં

માગે ? અહીં તમને રાજી થવાની વાર્તા શીખવીશું, તે તમારે સારી પેઠે ધ્યાન દઇ સમજવી અને સમજીને તે પ્રમાણે ચાલવું. આપણે શું શું કરવું જોઇએ, કેવી રીતે ચાલવું જોઇએ, કેવાં થવું જોઇએ એ સઘળું તમે જાણશો. અહીં શીખવાના પાઠ તમે સારી રીતે તૈયાર કરશો તો તમોને મોટા લાભ થશે. આ પાઠો પવિત્ર થઇને જે કરશે તે બીજા કરતાં ચઢીઆતા થશે. સવારના પહોરમાં વહેલા ઉઠી ને ઇશ્વરનું નામ લેવું, માબાપને પગે લાગવું, દાતણ વીગેરેથી પરવારી ચોખ્ખાં પાણીએ વહેલાં નાહવું, ચોખ્ખાં વસ્ત્ર પહેરવાં, ફરીથી ઇશ્વરનું નામ લઇ તેની ભક્તિ કરવી, અને પછી બરાબર મન ઘાલીને પાઠ વાંચવો, તેનો અર્થ સમજવો અને મનમાં એમ નક્કી કરવું કે એમાં લખ્યા પ્રમાણે હું પણ ચાલીશ. સાચું બોલવું, પારકાની સેવા ઉઠાવવી, કોઇ જીવના ઉપર ઘાતકીપણું નહીં ગુજારવું, લડાઇ નહીં કરવી, કજીઓ નહીં કરવો, પોતાનાં સગાંવહાલાં, દોસ્તદાર, સોબતી અને સઘળાં માણસોના ઉપર પ્રેમ રાખવો, કોઇની કંઇ વસ્તુ લેવી નહીં, અદેખાઈ નહીં રાખવી, વગેરે સારા ગુણો શીખવા અને તેવા ગુણવાળા થવું. એ ગુણો ઘરેણાં કરતાં વધારે મોંઘા અને શોભા આપવાવાળા છે. મ્હોડેથી નીચ, કડવું અને બીજાને ખરાબ લાગે, ક્રોધ અથવા રીસ ચડે તેવું કદી બોલવું નહીં. ખાળકુવામાંથી

નઠારી ગંધ ઉડે છે તેથી લોકોનું માથું દુઃખે છે અને જુદા જુદા રોગો પેદા થાય છે, એવી નઠારી જગાએથી માણસો મ્હોડું અને નાક બંધ કરી વહેલા વહેલા આઘા ખસી જાય છે, અને જે બાગમાં સારાં સુગંધી પુલોની ખુશબો આવતી હોય ત્યાં જઈ બેસે છે, તેને ચાહે છે અને તેથી સુખ પામે છે, માટે આપણે હંમેશ આપણું મ્હોડું ખુશબોદાર પુલ બાગ જેવું કરવું જોઇએ. તેવું કરીને પાઠ શીખીશું અને ચાલીશું તો આપણને વહેલું આવડશે અને સહુ આપણા ઉપર પ્રીતિ રાખશે. આ વાત ખુબ મનમાં કોતરી રાખજો, અને હવે તમને હું આપણી જુની જુની વાર્તાઓ કહીશ તે શીખીને તે પ્રમાણે ચાલજો એટલે તમારૂં સારૂં થયા વિના કદી રહેશે નહીં. જેમ બને તેમ વધારે સારાં થવું, લોકોની પ્રીતિ મેળવવી, અને લોકોમાં વખણાવું એજ મુખ્ય વાત રાખજો.



ઓમ્

# માબાપની સેવા.



## ગણપતિની વાર્તા.

હીંદુસ્તાનની ઉત્તરે હીમાલય નામે મોટો પર્વત છે. તેનું ઉંચામાં ઉંચુ શીખર જે કૈલાસ નામથી ઓળખાય છે તે ઘણુંજ પવિત્ર અને સુંદર છે. એ કૈલાસને વિશે શિવજી તથા પાર્વતિ હંમેશ રહે છે. ત્યાં અનેક જાતનાં સુંદર વૃક્ષો, ફળ ફળાદિકની સુગંધનું વાતાવરણ પ્રાણી માત્રને સુખ આપે છે, તેમજ નિર્મળ જળનાં ઝરણો પણ સૂર્ય ચંદ્રનાં કીરણમાં ચળકી રહી ત્યાંની શોભામાં વધારો કરે છે. એ શિવજી તથા પાર્વતિજીને કાર્તિકસ્વામી અને ગણપતિ નામે બે છોકરા હતા. તેઓ બન્ને પોતાના માબાપની સેવામાં હંમેશ તત્પર રહેતા અને તેમના માબાપ તેઓને લાડ લડાવી તેઓની સઘળી ઈચ્છા પુરી પાડતાં હતાં. બન્ને છોકરાઓ મોટા થતાં એક દીવસે શિવજી અને પાર્વતિ બેઠાં હતાં તે વેળા તેઓને પરણાવવાની વાત નીકળી. એ વાત બન્ને છોકરાઓ સાંભળતા હતા અને તેથી તે બન્ને જણા ઘણા રાજી થઈ ગયા અને દરેક કહેવા લાગ્યો કે “ હું પહેલો પરણીશ, મને એનાં કરતાં

પહેલો પરણાવો" આ સાંભળીને તેમનાં માબાપે કહ્યું કે અમે પહેલાંથી એવો નિયમ કીધો છે કે જે છોકરો પૃથ્વી પ્રદક્ષિણા કરીને પહેલો આવે તેને પહેલો પરણાવવો. તમે બન્ને અમને સરખા વ્હાલા છો માટે આ નિયમ લીધો છે. આ વાત સાંભળીને કાર્તિકસ્વામી જે ઘણાક ચંચળ અને ઝડપથી કામ કરવાવાળા હતા તે તરત પૃથ્વી પ્રદક્ષિણા કરવાને નીકળી પડયા. ગણપતિ શરીરે ભારે હતા, તેમનું પેટ ઘણું મ્હોટું હતું અને તેનાથી ઉતાવળ થાય અને જલદીથી ચલાય તેમ નહતું, તેણે વિચાર કીધો કે આ પ્રમાણે મારો ભાઇ વહેલો ફરી આવશે અને હું પરણ્યા વગર રહી જઇશ; કેમકે ચાલવામાં મારાથી તેની બરાબરી થઇ શકવાની નથી. થોડીવાર વિચાર કરી ત્યાંથી તરત તે ઉઠયા અને નાહી ધોઇ પવિત્ર થઇને બે શોભાતાં આસનો લઈને પોતાના માત પિતાની આગળ લાવીને તેમણે મુકયાં અને તેઓને વિનંતી કરી કે "આ ઉપર આપ બિરાજો" માબાપ પણ વિચારમાં પડયા કે "આ છોકરો શું કરે છે." પણ લાવો એ શું કરે છે તે જોઇએ તો ખરાં એમ ધારી તેઓ આસનો ઉપર બેઠાં. તેઓ બેઠાં એટલે ગણપતિએ ઘણાજ ભાવથી પુરેપુરી રીતસર પૂજા કરી અને પછી તેઓની આસપાસ પ્રદક્ષિણા કરીને લાંબા થઇને પગે લાગ્યા અને કહ્યું કે "હવે મને પહેલો પરણાવો." તેની માએ કહ્યું કે "તારો ભાઈ પૃથ્વીની પ્રદક્ષિણા કરવાને ગયો છે અને તું

હજી ઘરમાંથી પણ બહાર નીકળ્યો નથી, છતાં તને પહેલો કેમ પરણાવાય ?" ગણુપતિએ ઉત્તર આપ્યો કે "માબાપની પ્રદક્ષિણા કરી એટલે પૃથ્વી પ્રદક્ષિણા થઈ ચુકી એમ વેદ શાસ્ત્ર અને ધર્મ શાસ્ત્ર ખુલ્લી રીતે કહે છે. વળી એમ પણ કહેલું છે કે જે છોકરો માબાપની સેવાચાકરી છોડીને તીર્થયાત્રા કરવા જાય છે તે દોષમાં પડે છે. સર્વ તીર્થમાં મોટું તીર્થ માતા પિતાનાં ચરણુ કમળ છે, તેની સેવાથી જે પુણ્ય મળે છે તેવું બીજાં તીર્થ સેવ્યાથી મળતું નથી." આ પ્રમાણે ગણુપતિની યુક્તિ, બુદ્ધિ અને ભક્તિથી શિવજી અને પાર્વતિજી બન્ને ઘણાજ પ્રસન્ન થયાં અને ગણુપતિનું કહેવું ખરૂં હતું તેથી સિદ્ધિ અને બુદ્ધિ નામની બે કન્યાઓ સાથે તેમનું લગ્ન કાર્તિકસ્વામિ કરતાં પહેલું કર્યું. માબાપની સેવાનો મહિમા આવો મ્હોટો છે. જે છોકરાં પોતાના માબાપની સેવા કરે છે તે સુખી થાય છે અને જે સેવા કરતાં નથી તે પાપમાં પડે છે. સેવા નહીં કરે તે પાપમાં પડે છે તો પછી જે છોકરો માબાપની સામાં થાય અને તેને દુભવે અને દુઃખ દે તે કેમ નઠારો અને ધિક્કારવા જેવો નહિ ગણાય ?



# પિતૃભક્તિ—બોલ્યું પાળવું.



## ભિષ્મ.

આજથી પાંચ હજાર વર્ષ ઉપર મ્હોટાં મ્હોટાં હીંદુ રાજ્યો હતાં અને જ્યારે પાંડવ કૌરવની ભારે લડાઇ થઇ ત્યારે તે લડાઇમાં ઘણા રાજાઓએ ભાગ લીધો હતો. એ લડાઇનું વર્ણન શ્રી વ્યાસજીનાં રચેલા મહાભારત નામના ગ્રંથમાં સવિસ્તર આપેલું છે, તે વખતે એક સંતનુ નામનો સમર્થ રાજા હતો અને તેની સ્ત્રીનું નામ ગંગાદેવી હતું. એ મહારાણી સાક્ષાત્ ગંગાજીનો અવતાર હતો એમ કહેવાય છે. જે કાર્ય સારૂ તેમણે મનુષ્યરૂપ ધારણ કર્યું હતું તે કાર્ય સમાપ્ત થતાં રાજા સંતનુને છોડીને તે મુળ સ્વરૂપમાં ભળી ગયાં હતાં; શ્રી ગંગાદેવીથી સંતનુ રાજાને ભિષ્મ નામે પુત્ર થયો હતો એ ભિષ્મ પોતાના પિતાની ઘણીજ સેવા કરતો હતો અને સંપૂર્ણ રીતે મરજી સાચવતો હતો. પોતાની રાણીના વિયોગથી રાજાને અત્યંત શોક થયો હતો, અને શોકમાંને શોકમાં પોતાનો વખત ગુજારતો હતો. એક દીવસે તે ગંગા નદીના કીનારા ઉપર ફરતાં હતો તે વેળા એક સત્યવતી નામની અતી રૂપાળી કન્યા તેની દ્રષ્ટીએ પડી. તેનું રૂપ એવું

તો સુંદર હતું કે તેને જોતાંવારમાં રાજા મોહ પામી ગયો અને તેને પોતાની રાણી કરવાની ઇચ્છા થઇ. તે સત્યવતીનો બાપ જેની સાથે તે રહેતી હતી તે માછી હતો. તે માછીની પાસે કન્યાદાનની માગણી રાજાએ કરી. માછીએ કહ્યું કે હું મારી પુત્રીના લગ્ન તમારી સાથે કરૂં પણ એવી શરતે કે તેનાથી જે છોકરો થાય તેને તમારૂં રાજ્ય મળે અને ભીષ્મને ગાદી મળે નહીં. ભીષ્મને પડતા મુકી સત્યવતીને છોકરો થાય તો તે રાજ્યનો વારસ થાય એ ઘણીજ કઠીન શરત હતી અને તે સંતનુ રાજાએ કબુલ રાખી નહીં અને પોતાને ઘેર ગયો. સત્યવતીથી તે એટલો બધો મોહ પામી ગયો હતો કે તેને કંઇજ કામ સૂઝતું નહીં અને દહાડે દહાડે તે વધારે લેવાતો ગયો. આ જોઇને ભીષ્મે પ્રધાનને ખાનગી રીતે પુછી ખરૂં કારણ જાણી લીધું અને પેલા માછીની પાસે જઇને પોતાના પીતાને માટે સત્યવતીની માગણી કરી, તેમણે માછીને વિશેષ કહ્યું કે હું આ વચન આપું છું કે મારા બાપનું જે રાજ્ય છે તે ઉપરથી હું મારો વારસાનો હક છોડી દઉં છું, અને સત્યવતીથી જે છોકરો થાય તે એ ગાદીનો વારસ થઇ રાજ્ય ભોગવે. માછીએ ઉત્તર વાળ્યો કે તું ગાદીના વારસા ઉપરથી હાથ ઉઠાવે છે પણ તને છોકરા થાય ને તે વાંધો ઉઠાવે તેનું કેમ ? ભીષ્મે તેજ વખતે કહ્યું કે હું પ્રતિજ્ઞા લઉં છું કે મ્હારે કદી પરણવુંજ નહીં અને કુંવારો રહીને બ્રહ્મચર્ય પાળવું. આ

પ્રમાણે નક્કી થયું ત્યારે સત્યવતીને તે માછીએ સંતનુ રાજાને આપી. ભીષ્મની આવી ઉંચી ભક્તિથી સંતનુ રાજા ઘણોજ પ્રસન્ન થયો અને તેને ખરા અંતઃકરણથી આશિર્વાદ દીધો કે, હે પુત્ર તારૂં કલ્યાણ થજો અને તારી કીર્તિ વિશ્વમાં ઝળકી રહેજો.

સંતનુ રાજાને સત્યવતીથી બે છોકરા થયા પણ તે બન્ને ન્હાની વયમાં મરણ પામ્યા અને તેથી જ્યારે સંતનુ રાજા પોતે મૃત્યુ પામ્યા ત્યારે રાજ્ય ગાદી ખાલી પડી. સત્યવતી રાણીએ ભીષ્મને બોલાવીને કહ્યું કે "તારા ભાઇઓ મરી ગયા છે અને રાજ્ય ગાદી ખાલી રહી શકતી નથી. એનો ખરો અધિકારી તું છે માટે તું એ ગાદીએ બેશ અને રાજ્ય ભોગવ." ભીષ્મે તેને જવાબ દીધો કે "માતુશ્રી, તમારાં વચન વેદના જેવાં ગણું છું તેમ મારૂં આપેલું વચન પણ વેદના જેવું ગણું છું તેથી મારૂં આપેલું વચન હું કદી પણ ભંગ કરી શકતો નથી. મ્હને સકળ વિશ્વનું રાજ્ય મળતું હોય તો તે પણ મ્હારે જોઇતું નથી. અને મ્હારી જીંદગીમાં હું કદી પણ લગ્ન કરવાનો નથી. ઇંદ્ર પોતાનું વચન તોડે પણ ગંગાપુત્ર ભીષ્મ પોતાનું બોલેલું કદી પણ તોડનાર નથી." ભીષ્મના જેવા પ્રતાપી વચન પાળનાર, પિતાના ઉપર ભક્તિભાવ રાખનાર, પોતાના હિતનો ભોગ આપનાર થોડાજ નર થશે. એમણે આગળ

જતાં ઘણી કીર્તિ સંપાદન કરી, કૌરવ જેના પક્ષમાં એ લડયા તેમાં અને સામા પક્ષવાળા પાંડવોમાં અત્યંત માન પામ્યા અને પુજ્ય ગણાયા એટલુંજ નહીં પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાને પણ તેમનો મહિમા વખાણ્યો. તેઓ બ્રહ્મચર્ય અને સદાચરણ રાખીને જીવન મુક્તની પદવીને પામ્યા એટલુંજ નહીં પણ પોતાની નજરમાં આવે ત્યારેજ મૃત્યુ પામે એવા સમર્થ થયા.



# ગુરૂની સેવા.



## તોટકાચાર્ય.

હીંદુસ્તાનમાં જે જે મોટા ધર્મનો ઉપદેશ કરનાર મહાન્ પુરૂષો થઈ ગયા તેમાં એક શ્રીમદ્ શંકરાચાર્ય હતા. તેમનો જન્મ દક્ષિણમાં મદ્રાસ ઈલાકામાં થયો હતો અને ઘણીજ ન્હાની વયમાં તેમણે સન્યાસ લીધો હતો. ઉમ્મરે નાના છતાં તેમની વિદ્વત્તા સહુ કોઇને આશ્ચર્ય પમાડે એવી હતી. તેમણે હીંદુસ્તાનમાં મ્હોટાં મ્હોટાં સ્થળોએ પ્રયાણ કરીને, અને સમર્થ પંડીત શાસ્ત્રીઓ સાથે ધર્મનાં વાદવિવાદ કરીને પોતાનો અદ્વૈત મત સ્થાપન કીધો હતો. તેઓ શ્રીમદ્ જગદ્દગુરૂ શંકરાચાર્યના નામથી આજ પણ માત્ર, આપણા દેશમાં નહીં, પણ આખી પૃથ્વીમાં વખણાય છે. તેમની સેવામાં ઘણા શિષ્યો રહેતા અને તેમાં એક જે પાછળથી તોટકાચાર્ય નામે પ્રસિદ્ધ પામ્યા તે હતો. એ તોટકાચાય પોતાના ગુરૂની સેવામાં હંમેશ હોંસ રાખતા હતા અને જરા પણ ચુકતા નહિ. ગુરૂ ઉઠે તે પહેલાં પોતે દંતધાવન, સ્નાન સંધ્યાદિક કરી પરવારી રહેતા, અને ગુરૂને માટે સઘળી તૈયારી કરી મૂકતા, ગુરૂજી દીશા જઇ આવે કે તેમના

હાથ પગ ધોવડાવતા, તેમને વસ્ત્રો આપતા, તેમનું આસન બરાબર ગોઠવતા, અને ગુરૂની શું શું ઈચ્છા છે તે જાણીને તે ઇચ્છા પરિપૂર્ણ કરતા. ગુરૂ ઉભા રહે તો તોટકાચાર્ય પોતે ઉભો રહે, ગુરૂ બેશે પછી બેશે, ગુરૂ નિદ્રાવશ થાય પછી પોતે સુવે, ગુરૂ કહે તે ધ્યાન દઈ સાંભળે, ગુરૂની સમક્ષ ઝાઝું બોલે નહીં અને હંમેશાં વિનયથી વરતે. ગુરૂનાં વસ્ત્ર તે જાતે સારી રીતે ધોઇને સ્વચ્છ કરી લાવતો અને વખતો વખતે ગુરૂની આગળ તે ધરીને ઉભો રહેતો. એક દીવસ એ વસ્ત્રો ધોવાને તે નદીએ ગયો હતો અને વસ્ત્ર બરાબર સ્વચ્છ કરતાં જરા વાર લાગી અને નિત્ય કથાનો સમય થઈ ગયો પણ કથા સાંભળવા કરતાં ગુરૂના વસ્ત્રની તેણે કાળજી વધારે રાખી. કથાનો વખત થતાં બીજા શિષ્યોએ ગુરૂશ્રીને કહ્યું કે મહારાજ, કથાનો સમય થઇ ગયો છે, શંકરસ્વામિએ જવાબ દીધો કે હજી પેલો તોટક આવ્યો નથી. બીજા શિષ્યોએ વિનંતી કરી કે એ મંદ બુદ્ધિનો છે અને શાસ્ત્રની વાત કયે દહાડે સમજે છે, તો પછી એની વાટ શું કરવા જોવી? આ વાત સાંભળી શંકરસ્વામિએ વિચાર્યું કે આ લોકોને અભિમાન આવ્યું છે. તે અભિમાન ઉતારવું જોઇએ. તોટક મારા કામમાં રોકાયો છે અને મારી સેવામાં નિરંતર તત્પર છે તો તેના ઉપર મારે કૃપા કરવાની જરૂર છે. આ પ્રમાણે વિચાર કરી તેમણે તત્કાળ તોટક નદી ઉપર હતો તેને

સર્વ વિદ્યાસંપન્ન કરી નાખ્યો અને તોટકને સંસ્કૃત નહીં આવડતું હતું તે છતાં તે ભાષામાં તેને ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું. જ્યારે તે પોતાનું કામ કરીને પાછો આવ્યો ત્યારે વેદાંતના ઉત્તમ સંસ્કૃત શ્લોકો ભણતો ભણતો આવ્યો. આ જોઇ સર્વ શિષ્યો વિસ્મય પામ્યા અને ઝાંખા પડી ગયા. જે શ્લોક તે ભણતો આવ્યો તે તોટક છંદમાં હતા અને તેથી ગુરૂએ તેને તોટકાચાર્ય નામ આપ્યું હતું. શંકરસ્વામિએ જ્યારે પોતાના મઠની સ્થાપના કરી ત્યારે જ્યોતિર્મઠ ઉપર એ તોટકચાર્યને બેસાડયા. આવી રીતે ગુરૂની સેવાથી શ્રી તોટકાચાર્ય મોટી પદ્વીને પામ્યા અને પોતાના આત્માનું કલ્યાણ કરીને બીજા અનેક જીવોને સંસારના ભયંકર સમુદ્રમાંથી તેમણે તાર્યા.



# ભ્રાતૃભાવ, વચનનું પરિપાલન; અને પતિવ્રતાનો પતિ પ્રત્યે ધર્મ.

## ભરત.

પૂર્વે ત્રેતાયુગમાં અયોધ્યા નગરમાં દશરથ રાજા રાજ્ય કરતા હતા. આપણા આર્યદેશમાં કાળ એટલે સમય, વખતના ચાર વિભાગ કરેલા છે. ૧ સત્ય, ૨ ત્રેતા, ૩ દ્વાપર અને ૪ કલિયુગ. હમણા કલિયુગ ચાલે છે એમ કહેવાય છે. સહુથી સારામાં સારો સત્યયુગ; એ યુગમાં સર્વ મનુષ્ય ધર્મને સંપૂર્ણ અને યથાયોગ્ય પાળે છે. પછી ધીરે ધીરે વખત બદલાતાં ધર્મનું બળ ઓછું થાય છે; હાલ તેનું બળ ઘણું ઓછું છે તેથી કલિયુગ ચાલે છે એમ કહેવાય છે. દશરથ રાજાને ચાર છોકરા હતા, નામે રામચંદ્રજી, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. રામચંદ્રજી તથા ભરતની મા જુદી જુદી હતી. રામચંદ્રજી, શ્રીરામ નામથી પણ પ્રસિદ્ધ છે. તેમની માનું નામ કૌશલ્યા અને ભરતની માનું નામ કૈકેયી હતું. રામ સર્વગુણસંપન્ન હતા. તેમને યુવરાજ પદવીએ અભિ-ષેક કરીને પોતે વાનપ્રસ્થ થઈ શ્રી રામને રાજ્યાભિષેક કરી રાજ્યાસને બેસાડવાનો દશરથજીએ નિશ્ચય કીધો અને તમામ

સામગ્રી તૈયાર થઈ ગઇ. આ વાત ભરતની માના જાણુવામાં આવી. તેની પાસે એક દુષ્ટ દાસી હતી તેણે તેને ચડાવી નઠારા અને હલકા માણુસની નઠારી અને નીચી સલાહે નહીં ચાલવું જોઇયે અને ચાલીએ તો માઠું પરિણામ આવે છે એ વાત કૈકેયી ભુલી ગઈ. તે રીસાઇને બેઠી અને જાણે બહુ માંદી પડી ગઇ હોય એમ ઢોંગ કરવા લાગી. દશરથ રાજાએ તેને ઘણી સમજાવી, છેવટે દશરથ રાજા પાસે તેણે વચન લીધું કે તું કહેશે તે કરીશ. પહેલાં કોઇ પ્રસંગ ઉપર દશરથ રાજાએ તેને વચન આપ્યું હતું કે તું જે માંગે તે તને આપું. તે વખતે કૈકેયીએ કહ્યું હતું કે કોઈવાર હવે પછી વખત આવશે ત્યારે માગીશ. આ વાત દશરથ રાજાને યાદ દેવડાવી તેનો તેણીએ લાભ લીધો અને દશરથ રાજાને કહ્યું કે મારા પુત્ર ભરતને અભિષેક કરો અને રામને ચૌદ વરસ લગી વનવાસ મોકલો. દશરથ રાજા આ સાંભળીને ઘણોજ ખેદ પામ્યા. જાણે વજ્ર લાગ્યું હોય એવો છાતિમાં ઘા લાગ્યો પણ પોતે આગળ વચન આપ્યું હતું અને સત્યનું સેવન એ મુખ્ય ધર્મ છે એમ સમજતા હતા, તેથી લાચાર થઈ ગયા અને તે વાતની હા પાડી. બીજે દીવસે એટલે જે દીવસે યુવરાજનો અભિષેક થવાનો હતો તેજ દીવસે રામચંદ્રજીને પોતાની પાસે બોલાવ્યા; પાસે કૈકેયી બેઠી હતી, દશરથ રાજાનો કંઠ મળી ગયો, ઘણી મહેનતે ‘રામ’ એટલુંજ

બોલાયું, "આપની શું આજ્ઞા છે" એમ રામચંદ્રજીના પ્રશ્નનો ઉત્તર વાળવાની પણ દશરથજીને શક્તિ રહી નહોતી અને તેથી કૈકેયીએ તેમને કહ્યું કે તમારા પિતાની આજ્ઞા એવી છે કે તમારે ચૌદ વરસ વનવાસમાં જવું અને અભિષેક ભરતને કરવો. આ સાંભળી રામચંદ્રજી જરા પણ ખિન્ન થયા નહીં અને તેમણે કહ્યું કે અહો એમાં શું મોટી વાત છે, પિતાની આજ્ઞા માથે ચઢાવવી એજ મારો ધર્મ છે, અને તેમાંજ કલ્યાણ છે, એમ કહી રામચંદ્રજી ત્યાંથી ગયા, પોતાની માની આજ્ઞા લીધી અને એટલામાં તો આખા નગરમાં હોહાકાર થઇ ગયો અને કૈકેયીને સહુ ધિક્કારવા લાગ્યા. રામચંદ્રજીની સાથે તેમના પત્નિ સીતાજીએ જવાનો આગ્રહ કીધો, તેમને રામચંદ્રજીએ ઘણું સમજાવી કહ્યું કે વન વગડામાં બહુજ દુઃખ વેઠવાનું છે અને તમે સકોમળ તે સહન કરી શકવાના નથી. પણ સીતાજીએ ઉત્તર આપ્યો કે સ્ત્રી પોતાના સ્વામીની છાયારૂપ છે, અને તેની સાથે સદા રહેવીજ જોઇએ. સ્વામી દુઃખ વેઠતો હોય અને તેની સ્ત્રીએ સુખમાં રહેવું એ કેવળ પાપનું કામ છે. સુખ દુઃખ બંનેમાં પતિની સાથે રહી તેની સેવા કરવી એજ પતિવ્રતાનો ધર્મ છે. સીતાનું એ પ્રમાણે સાથે જવાનું નક્કી થયું. શ્રી રામચંદ્રજીના નાના ભાઇ લક્ષ્મણજીએ પણ કહ્યું કે મ્હોટા ભાઇની સેવા કરવી અને તેના દુઃખમાં ભાગ લેવો, એટલુંજ નહિ પણ તેના દુઃખની

અસર મટાડવાને (ઓછી કરવાને) પ્રયત્ન કરવો એ મારો ધર્મ છે; એમ કહી તે પણ વનવાસ જવાનું નક્કી કરી રહ્યા પછી ત્રણે જણે પોતાના રાજ્યવંશી વસ્ત્રાલંકાર મુકી દઇને વનવાસને ઘટતાં વસ્ત્ર ધારણ કીધાં, આખી અયોધ્યા નગરી ત્રાહી ત્રાહી કરી રહી અને તેઓ ત્રણે જણા ત્યાંથી ગયાં. તેઓને વનમાં મુકી આવ્યાના સમાચાર પ્રધાને આવીને કહ્યા અને તે સાંભળી દશરથ રાજાએ હે રામ, હે લક્ષ્મણ, હે સીતા, એમ વિલાપ કરતાં કરતાં પ્રાણ તજી દીધો. ભરત અને શત્રુઘ્ન એ વેળા યુધાજીત રાજાને ત્યાં ગયા હતા, ત્યાંથી તેમને તરત તેડી મંગાવ્યા. પછી કૈકેયી ઘણી હોંસ અને હરખથી પોતાના કૃત્યથી દીકરો રાજી થશે એમ સમજી બધી બનેલી બીના કહેવા લાગી. એ સાંભળતાં ભરતજી પૃથ્વી ઉપર પડી ગયા. હે રામ, હે રામ, કરતા કલ્પાંત કરવા લાગ્યા. થોડીવાર વીત્યા પછી ભરતજી પોતાની માનો ધિક્કાર કરી તેને કહ્યું કે તું ઘણીજ દુષ્ટ અને દારૂણ પાપ કરનારી છે. અમારા પિતાનો જીવ લેનારી પણ તુંજ છે, ત્હારી સાથે ભાષણ કરવું પણ ઘટારત નથી. એટલુંજ નહીં પણ ભરતજી શ્રી રામચંદ્રજીની મા કૌશલ્યા પાસે ગયા, તેને પગે લાગી જે થયું તેને માટે ક્ષમા માગી, તેમની તેણે આસનાવાસના કરી ત્યાર પછી કેટલેક દીવસે જે વનમાં શ્રી રામચંદ્રજીએ નિવાસ કીધો હતો ત્યાં નગરના ઘણા માણસો સાથે ભરતજી ગયા. શ્રી

રામચંદ્રજીને ભેટયા, અને જે થયું તેને માટે અતી શોક બતાવી વિનંતી કરી કે મારે રાજ્યનું કંઇપણ કામ નથી, રાજ્યગાદીના અધિકારી તમે છો, મારી માતાએ ઘણુંજ અઘટિત કામ કર્યું છે, અને તમને મુકીને હું અયોધ્યા નગરીમાં પાછો જવાનો નથી. શ્રી રામચંદ્રજીએ ભરતજીને જ્ઞાનની વાત કહી સમજાવ્યા અને કહ્યું કે તમેજ રાજ્ય કરો કેમકે આપણા પિતાનું વચન મિથ્યા થવું ન જોઇએ, અને તે વચનને સત્ય કરી આપવું એ આપણું કર્તવ્ય છે. ભરતજીએ ઉત્તર વાળ્યો કે તેમ છે તો હું પણ તમારી સાથે વનવાસ વેઠીશ અને લક્ષ્મણજીની પેઠે આપણી અને માતુશ્રી સીતાજીની સેવા કરીશ, કેમકે એમ કરવું એજ મારો ધર્મ છે. આ પ્રમાણે થાય તો રાજા વગરનું રાજ્ય થઇ જાય માટે શ્રી રામચંદ્રજીના સૂચવ્યાથી ત્યાં જે ઋષિઓ હતા તેમણે ભરતજીને સમજાવ્યા ને કહ્યું કે હવે તમે પાછા રાજ્ય નગરમાં જાઓ. ભરતજી એ પ્રમાણે ગયા તો ખરા પણ પોતે રાજ્યાસન ઉપર નહીં બેસતાં શ્રી રામચંદ્રજીની પાદુકા તે ઉપર પધરાવી. અને રામના નામની આણ ફેરવી કારભાર ચલાવવા લાગ્યા. આ પ્રમાણે ભરતજીની પણ પોતાના ભાઇ રામચંદ્રજી ઉપરની ભક્તિ અદ્ભુત હતી. તેમની કીર્તિ આજ પણ ચારે દિશાએ ગાજી રહેલી છે. રામચંદ્રજીએ નીર્માણ કરેલા ચૌદ વરશમાં મોટાં મોટાં પરાક્રમો કીધાં, અને છેવટે જ્યારે તે

અયોધ્યા ગયા ત્યારે ભરતજી, શત્રુઘ્ન આદી સર્વ સ્નેહી તથા રાજ્યમંડળનો, અને સમસ્ત પ્રજાનો હર્ષ ઉભરાઈ ગયો. શ્રી રામચંદ્રજી ગાદી ઉપર વીરાજતાં સઘળે જય જયકાર વરતી રહ્યો, અને તે સમયે દેવતાઓએ પણ આકાશમાંથી પુલની વૃષ્ટિ કરી. ધન્ય છે આવી પિતૃભક્તિ, ધન્ય છે આવા ભાઈના પ્રેમને, અને ધન્ય છે સીતાજીના પતિવ્રતા ધર્મને.



# પિતાનો બોલ પાળવો–ગુરૂની સેવા–દાન નબળી વસ્તુનું નહિં કરવું.



## નચીકેત.

હજારો વર્ષની પહેલાં એક ઉદ્દાલક નામે મોટા ઋષિ હતા તેને નચીકેત નામે પુત્ર હતો, તે સમયમાં ધર્મની ઉપર લોકોની ઘણી આસ્તા હતી, અને શાસ્ત્રના નિયમ પ્રમાણે તેઓ ચાલતા હતા. માણુસ પોતાની આખી જીંદગી ગૃહસ્થાશ્રમમાં કહાડતા નહોતા, પણ પુત્ર થયા પછી પાછલી વયમાં આત્મકલ્યાણ કરવામાં ચિત્ત લગાડતા હતા. સંસારની સર્વ ઉપાધિથી છુટા થઇને બ્રાહ્મણો સંન્યાસ ગ્રહણ કરતા હતા. તે પ્રમાણે ઉદ્દાલક ઋષિ સંન્યાસ ગ્રહણ કરવાને માટે મેઘ નામે યજ્ઞ કરવા લાગ્યા. આ યજ્ઞમાં પોતાને છોકરો હોય તો તેને માટે પોતાની માલમીલકતમાંથી થોડો ભાગ જુદો કહાડી મુકી બાકીનું સઘળું સુપાત્રને દાનમાં આપી દેવું પડે છે, તે પ્રમાણે ઋષિએ આપવા માંડયું. ઋષિની પાસે જે ગાયો હતી, તે ગાયોમાંની સારી ગાય, જુદી રાખી, અને ઘરડી, નબળી પડી ગએલી, જે વિયાતી બંધ થઇ ગએલી. તે દાનમાં આપવા માંડી. નચીકેત નાની વયનો તો, પણ ઘણો બુદ્ધિશાળી

હતો, તેણે વિચાર કીધો કે દાનમાં સારૂં હોય તે આપવું જોઇએ, અને આવી નબળી ગાય મારા પિતા આપે છે તેથી તે દોષમાં પડે છે, મારે માટે સારી ગાય રાખી છે, એટલે હજી બધી મમતા એમનાથી મુકાઇ નથી, માટે મને પણ જો કોઇને આપી દે, તો પછી એને કંઇજ મમતા રહે નહિ અને સારી જે ગાયો રાખેલી છે તેનું દાન થઇ જાય તો એમને મોટું પુણ્ય લાગે, તે ઉપરથી તેણે પોતાના પિતાને કહ્યું કે હે પિતાજી, ત્યારે તમે મને કોને આપી દેશો? રૂષિએ જવાબ નહી દીધો ત્યારે નચીકેતે બીજીવાર ત્રીજીવાર પુછ્યું, તે ઉપરથી રૂષિએ રીસમાં કહ્યું કે તને જમને આપીશ. તે ઉપરથી નચીકેત જમને ત્યાં જવાને તૈયાર થયો. પણ રૂષિએ તેને વાર્યો. કેમકે તેમણે ખરેખર જમને ત્યાં મોકલવાનું કહ્યું નહતું. પણ નચીકેતે માન્યું નહીં અને કહ્યું કે તમારૂં જે વચન નીકળ્યું તે સત્ય થવુંજ જોઇએ. આગળ થઇ ગયેલા રૂષિઓની વાત તમે સાંભળો, તેમનું વચન મિથ્યા થયું નથી, તો આપનું વચન હું કેમ મિથ્યા થવા દઇશ. એમ કહી તે જમને ત્યાં ગયો પણ જમ ઘેર નહતા. તેના ઘરના માણસોએ છોકરાની પરોણાચાકરી કરવાનું બહુએ કહ્યું, પણ નચીકેત જેવો તેની હા કેમ કહે. તેણે વિચાર્યું કે મને મારા બાપે જમની પાસે મોકલ્યો છે તો હવે તે મારા ગુરૂ છે, અને ગુરૂની આજ્ઞા વિના મારાથી કંઇજ થઇ શકે નહીં, તેથી જમ આવતાં સુધી ત્રણ દીવસ તે ભુખ્યો ને તરસ્યો રહ્યો. જમ ઘેર આવ્યા

અને આ બધી હકીકત જાણી ત્યારે ઘણાજ પ્રસન્ન થયા. આ છોકરો ખરેખરો લાયક અને ઉંચી વૃત્તિવાળો છે એમ તરત સમજી ગયા અને તેને કહ્યું, કે ત્રણ દીવસ ભુખ્યો ને તરસ્યો રહ્યો માટે તું ત્રણ વરદાન માગ, અને તે હું તને આપીશ. નચીકેતે પહેલું તો એ માંગ્યું કે મારા પિતાનો રોષ ઉતરી જાય અને હું પાછો ઘેર જાઉં ત્યારે તે મારા ઉપર પ્રસન્ન થઇ પ્રેમથી જુએ. પોતાના પિતાએ રીસ કરી તે છતાં તે વાત મનમાં નહીં લાવતાં નચીકેતે ખરી પિતૃભક્તિ બતાવી, આથી જમ ઘણાજ પ્રસન્ન થયા. નચીકેત તેમની પાસે રહ્યો અને તેમની તેણે ઘણી સારી રીતે સેવા કરી. શિષ્ય તરીકે પણ તેની કસોટી થઈ ગઇ, અને એ ગુરૂની મોટી સેવાનું ફળ તેને એ મળ્યું કે જમે તેને સંપૂર્ણ આત્મજ્ઞાન સમજાવ્યું તેથી નચીકેત સમર્થ જ્ઞાની થયો, તેને ઉંચા પ્રકારની શક્તિ મળી, પોતાનો જન્મ સફળ કીધો; અને ત્રણ લોકમાં તેની કીર્તિ પ્રસરી રહી.



# સત્ય--જુગટું.

## રાજા યુધિષ્ઠિર.

આજથી પાંચ હજાર વર્ષ ઉપર એક સમર્થ ક્ષત્રી રાજા થઇ ગયા હતા. તે સમયે હસ્તિનાપુરનું મ્હોટું રાજ્ય હતું. મોટી લડાઈ થઇ હતી, જેનું સવિસ્તર વર્ણન શ્રી વ્યાસજીના રચેલાં મહાભારત નામના ગ્રંથમાં આપેલું છે. પાંડુરાજાને પાંચ છોકરાં હતાં, તેમના નામ યુધિષ્ઠિર, ભીમ, અરજુન, નકુળ અને સહદેવ હતા. તેમના કાકાનું કુળ કૌરવ કુળ નામથી ઓળખાતું હતું, અને તેમાં સઉથી મુખ્ય દુર્યોધન હતો. રાજના ખરા અધિકારી પાંડવ હતા, પરંતુ કપટથી તે રાજ કૌરવ દબાવી બેઠા હતા. દુર્યોધન દુષ્ટ સ્વભાવનો અને છળભેદવાળો હતો, તેણે યુધિષ્ઠિર રાજાને આડું અવળું સમજાવી જુગટું રમવા બેસાડયા હતા. એ રમતમાં રાજા યુધિષ્ઠિર રાજપાટ સઘળું હારી ગયા, અને કેટલાંક વર્ષ સુધી વનવાસ વેઠવાનું તેમને શીર આવ્યું. છેલ્લું એક વરસ વનવાસમાં છુપા રહેવું એમ ઠર્યું હતું અને તેમનો નિવાસ જો માલમ પડે તો પાછાં તેટલાં વરસ ફરીથી વનમાં ગાળવાં, અને જો નહીં માલમ પડે તો તેઓએ

પાછા પોતાના નગરમા આવી રાજ લેવું એમ ઠરાવ હતો. આ ઉપરથી પાંચે ભાઇઓ પોતાની મા તથા સ્રીને લઇને નગરથી નીકળ્યા, અને પૃથ્વીમાં બધે ભટકવા લાગ્યા. એમ કરવામાં તેઓને એટલાં બધાં દુઃખ વેઠવાં પડયાં, કે તે સઘળાં જો આપણે જાણીએ તો આપણું અંતઃકરણ કાંપી જાય. એ બધાનું મૂળ જુગટું રમ્યા તે હતું, જે માણસ જુગટાંમાં ફસાય છે તે એવો તો આંધળા જેવો બની જાય છે કે તેને પોતાનું ખરૂં હિત દેખાતું નથી, અને તેમાં આગળ ને આગળ જોમમાં ધસતાં દુઃખરૂપી ખાડાઓમાં વારંવાર પડી હેરાન ગતી પામે છે, પોતાનું સર્વ ખોઈ બેશે છે અને રાણા તે રંક થઇ ઠેર ઠેર રવડે છે, આજ પરિણામ પાંડવોને આવ્યું. છેવટે જ્યારે તેઓ વનવાસ વેઠી પાછા આવ્યા ત્યારે કૈરવોએ તેમને રાજમાંથી કંઇ ભાગ આપ્યો નહીં, અને અઢાર દીવસ સુધી મોટો રણસંગ્રામ મચ્યો એ રણસંગ્રામમાં દ્રોણાચાર્ય નામે સમર્થ યોદ્ધા હતા. તે જ્યાં સુધી મરે નહીં ત્યાં સુધી પાંડવોનું કંઇ પણ વળે નહીં એમ નક્કી હતું. દ્રોણાચાર્ય એવા તો બળવાન હતા કે તે પોતાના હથીઆર જ્યાં સુધી છોડે નહીં ત્યાં સુધી તેને જીતવાને કોઇ સમર્થ નહતું. તેમને એક છોકરો નામે અશ્વત્થામા હતો. એ છોકરો રણમાં પડયો એવું તે સાંભળે તોજ તે હથીઆર છોડી દે એ પ્રમાણે હતું. પાંડવના સૈન્યમાં અર્જુન ઘણો બળવાન અને આગેવાન હતો, તેનો રથ તેના મિત્ર શ્રીકૃષ્ણ ભગવાન જે

ઈશ્વરનો અવતાર હતા તે હાંકતા હતા. એ શ્રીકૃષ્ણ ભગવાને યુધિષ્ઠિરના સત્યની કસોટી કરવાનો અને જો તે સત્ય ચુકે તો તેને શિખામણ આપવાનો વિચાર કીધો. યુધિષ્ઠિર રાજા સત્યવાદી અને ધર્મની મૂર્તિ હતા. અને તેમનો રથ પૃથ્વિ ઉપર નહીં અડકતાં એક વેંત અધર ચાલતો હતો. તેને શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે તમે દ્રોણની પાસે જઇને કહો કે અશ્વત્થામા પડયા, કેમકે તમારા સિવાય બીજા કોઈનું કહેવું તે માનશે નહીં અને બીજાનું નહીં માને એ વાત ખરી હતી. યુધિષ્ઠિર રાજાએ જુઠું બોલવાની ના કહી, અને કહ્યું કે અશ્વત્થામા હજી સુધી લડે છે; અને તે પડયા એમ મારાથી કેમ કહેવાય? ત્યારે અશ્વત્થામા નામનો એક હાથી હતો તેને મારી નંખાવ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે હવે તમે જઇને કહો કે અશ્વત્થામા પડયો. શ્રીકૃષ્ણ ભગવાન જેવાનું વચન કેમ લોપાય અને અશ્વત્થામા પડયો એ કંઇ ખોટું નથી એમ વિચાર કરી યુધિષ્ઠિર રાજાએ દ્રોણાચાર્ય પાસે જઇને તે પ્રમાણે કહ્યું. દ્રોણાચાર્ય જે પોતાના પુત્રનું બળ સારી પેઠે જાણતા હતા તેણે પુછયું કે નર કે કુંજર, યુધિષ્ઠિરે કાને હાથ દીધા અને નર કે કુંજર, તે હું જાણતો નથી એમ દર્શાવ્યું. દ્રોણાચાર્યે તરત હથીઆર છોડી દીધાં અને તેમ થતાં તરતજ તેમના ઉપર બાણનો વરસાદ વરસ્યો અને તે પડયા. પરંતુ યુધિષ્ઠિર રાજા સત્યથી ચુકયા તેનું ફળ એ થયું

કે તેમનો રથ પૃથ્વિથી અધર ચાલતો હતો તે એકદમ પૃથ્વિપર પડયો, અને પછી સાધારણ મનુષ્યના જેવાજ તે થયા. તેમને ઘણોજ પસ્તાવો થયો કે મેં ઘણુંજ ખોટું ને પાપનું કામ કીધું. ગમે તેવા મોટા પુરૂષ પણ જો સત્યથી જરા પણ વેગળા જવાનું કહે તોપણ તેમ કરવું નહી જોઇએ. ઇશ્વર પોતે આવીને કહે તોપણ તે નહિ માનવું જોઇએ એવું જે પરાપૂર્વથી ઋષિ મુનીઓ કહેતા આવ્યા છે તે ખરૂં છે અને એ નિયમ મેં નહીં જાળવી રાખ્યો તેનું માઠું ફળ મને મળ્યું છે, અને હું અપકીર્તિને પાત્ર થયો છું. મારૂં ગમે તેવું મ્હોટું હિત બગડતું હશે તો ભલે, પણ હું સત્યથી હવે નહીં ચુકું, મર્મવાળું પણ નહીં બોલું. કેમકે ત્રણ લોકના રાજ્ય કરતાં પણ આત્માનું કલ્યાણ અને આત્માનું સુખ વિશેષ છે. આવી રીતે જુગટું રમવાથી અને જુઠું બોલવાથી ભારે હાની થાય છે, માટે પ્રત્યેક સમજુ માણસે ઇશ્વર પાસે હંમેશા એજ માગવું કે હે પ્રભુ, તું એ દુર્ગુણોથી અમને દુર રાખ અને સત્યમાં દ્રઢ કર.



# દયા—અતિથિનો સત્કાર.



## રંતિદેવ.

ભરતરાજાના વંશમાં રંતિદેવ નામે ઘણો સારો રાજા થઈ ગયો છે. તેના બાપનું નામ સંકૃતિ હતું. રંતિદેવ ઈશ્વરની દ્રઢ ભક્તિવાળો, સર્વ પ્રાણીઓ વિશે પ્રિતિ રાખનારો, અને પરોપકારને કારણ પોતાના સુખનો ભોગ આપનારો હતો. દૈવ ઈચ્છાથી જે કંઇ મળી આવતું તેથી તે સંતોષ માનતો હતો, અને જો કોઈ કંઇ માંગવા આવતું તો તેને રાજી કરતો હતો, અને તેથી તેની પાસે કંઇ સંગ્રહ રહેતો નહીં. ઘણીવાર તેને તથા તેના કુટુંબને ભુખ્યા રહેવું પડતું હતું, અને તે છતાં તે ઘણીજ ધીરજ રાખતો હતો. એક વખતે એવું બન્યું કે અડતાળીશ દહાડા સુધી તેને અપવાસ પડયો, અને ઓગણપચાસમેં દહાડે કંસાર ઘી વગેરે સારૂ ભોજન ખાવાનો પ્રસંગ આવ્યો. તે જમવાની તૈયારી કરતો હતો, તે વખતે ભૂખથી પીડાતો એક બ્રાહ્મણ આવી ચડયો, તેને પોતાનામાંથી જમાડયો, અને બાકી રહેલું પોતે ખાવા બેસે છે, કે એક બીજો માંગનાર શુદ્ર જાતીનો આવ્યો અને કરગરી પડયો. આ ઉપરથી બાકી રહેલા અન્નમાંથી તેને પણ જમાડયો, અને તૃપ્ત કીધો. છેવટે જે છેક

થોડું રહી ગયું હતું તે પણ રાંતદેવને ખાવાને નહીં મળ્યું. કેમકે તરતજ એક ત્રીજો માંગનાર કુતરાઓથી વીંટળાયલો આવી લાગ્યો, અને તેને તે થોડું રહેલું આપી દીધું. હવે શું કરવું? "ચાલો પાણી પીને સંતોષ માનીશુ" એમ રાંતદેવ વિચાર કરે છે. એટલામાં તરસથી તરફડીઆં મારતો એક ચંડાળ આવ્યો, અને દયા ઉપજાવે એવી રીતે બોલી પાણી માગ્યું. રંતિદેવે પોતે પાણી પણ પાસે નહીં રાખતાં તે પેલાને આપી દીધું. ચંડાળ પાણી પીએ છે તે વેળા રંતિદેવ બોલ્યો કે, મારે માટે કંઇ નહીં રહ્યું તો તેની જરા ચિંતા નહીં. પરમેશ્વર પાસે હું એજ માગું છું કે, પરાયાને થતી પીડા હું ભોગવું, અને તેઓનું દુઃખ ટાળીને તેઓને હું સુખી કરૂં; કેમકે સર્વ પ્રાણીને વિશે એકજ ભગવાન રહેલો છે, અને બીજાનું દુઃખ તે મારૂંજ દુઃખ છે. જ્યાં જોઉં છું ત્યાં ભગવાનનેજ જોઉં છું અને બીજાને સંતોષ પમાડવામાં ભગવાનનેજ સંતોષ પમાડાય છે. આ ઉપરથી પેલા અતિથ રૂપે રંતિદેવની કસોટી કરવા આવેલા દેવતાઓ અત્યંત પ્રસન્ન થઇ ત્યાં પ્રગટ થયા, અને રંતિદેવને આશિર્વાદ દઇને અંતર્દ્ધાન થઈ ગયા. આવી રીતે પારકાની પીડા જે જાણે છે, પારકાને માટે પોતાની જાતની પણ દરકાર કરતો નથી, દુઃખની વેળાએ ધીરજથી ચુકતો નથી, અને સઘળું ઈશ્વરમય છે, એમ જોઈ પ્રાણી માત્ર ઉપર પ્રેમ રાખે છે, તેજ ખરો નર છે, અને તેજ પોતાનું કલ્યાણ કરે છે.

# સત્ય.



## હરિશ્ચંદ્ર.

આપણો દેશ પવિત્ર ભૂમિ કહેવાય છે તેનું કારણ શોધી કહાડવું કઠીન નથી. અહિં એવા તો સમર્થ પુરૂષો થઇ ગયા છે કે જેના જીવનચરિત્ર મનુષ્ય માત્રને પરમ ધર્મ અને નિતિ શીખવે છે. પૂર્વે હરિશ્ચંદ્ર નામે રાજા પૃથ્વિનું પાલન કરતાં, પોતાનું નામ અમર કરી ગયો છે. એક દિવસ શિકાર કરવાને માટે તે અઘોર વનમાં જઇ ચઢયો, અને તેને વિશ્વામિત્ર નામે એક રૂષિ ત્યાં મળ્યા. તે બેઉની વચ્ચે કેટલીએક પુછપરછ થયા પછી વિશ્વામિત્રે કહ્યું હે રાજન! હું બ્રાહ્મણ છું, અને બળી મરવા તૈયાર છું, માટે મને મનમાનતી દક્ષિણા આપ, આ સાંભળી રાજા પ્રસન્ન થયો, અને રૂષિએ રાજસુયયજ્ઞની મોટી દક્ષિણા માંગી, તે આપવાનું વચન આપ્યું એટલુંજ નહીં પણ વિશેષ કહ્યું કે હે બ્રાહ્મણ; હજી પણ બીજું તારે જે કંઇ જોઇતું હોય તે મને કહી દે, હું તે તને આપીશ. આ સાંભળી તે બ્રહ્મણ વિશ્વામિત્રે ઉત્તર વાળ્યો કે, હે ધર્મ જાણનારા દાનેશ્વર રાજા રથ, ઘોડા, હાથી, ધન, ધાન્ય, ભંડાર, સઘળાં સાથેજ તારૂં આખું રાજ્ય મને આપ. તે આપવાની પણ રાજાએ પ્રસન્નતાથી હા કહી, કેમકે દીલમાં કચવાઇને જે દાન આપવામાં આવે

છે તે ફળદાયક નથી. દાન કરવું તે ખરા અંતઃકરણથી અને પ્રસન્ન થઇને કરવું જોઇએ. રાજા અને બ્રાહ્મણ બન્ને જણા રાજનગરમાં આવ્યા, અને રાજાએ પોતાનું રાજ્ય બ્રાહ્મણને સોંપી દીધું, અને બ્રાહ્મણે રાજાને હુકમ કીધો કે મારા રાજ્યમાંથી એકદમ જતો રહે, અને જ્યાં મારૂં રાજ્ય હોય ત્યાં ત્હારે રહેવું નહીં. આટલાથી તે બ્રાહ્મણ સંતોષ નહીં પામતાં રાજા જ્યારે નગર મૂકી જવા તૈયાર થયો ત્યારે તેને કહ્યું કે "મ્હારી પેલી રાજસુયયજ્ઞની દક્ષિણા તો હજી બાકી રહી તે આપની" રાજાએ નમ્રતાથી ઉત્તર આપ્યો કે "મહારાજ મારૂં સર્વ તમે લઇ લીધું, મારી પાસે કંઈ રહ્યું નહીં, અને હમણા તે હું કેવી રીતે આપી શકું, તે છતાં પણ તે દક્ષિણા હું તમને વખત આવે આપ્યા વિના નહીં રહું, પછી એક મહીનામાં તે દક્ષિણા આપવાનું ઠર્યું. અને રાજા તેની અતિ કોમળ સુંદર સ્ત્રી તથા બાળક છોકરો, નગરથી જવાં નીકળ્યાં. આ વાત જાણી નગરની આખી પ્રજા કલ્પાંત કરી રહી, તેઓની પાછળ જવા લાગી, તે બહાને પણ દુષ્ટ બ્રાહ્મણે રાજાને બહુ ધમકાવ્યો. અને કહ્યું કે હે પાપી! તું મ્હારી પ્રજાના મન પણ ચોરી લઇ જાય છે. રાજાએ જરા પણ રીસ નહીં કરતાં પ્રજાને સમજાવી પાછી વાળી, અને આગળ ચાલ્યા. રાજા વિચારમાં પડયો કે એનું રાજ નહીં હોય એવી કઇ જગા હોઈ શકે કે હું

ત્યાં જઇ રહું. ઘણીવારે તેને યાદ આવ્યું કે કાશીક્ષેત્રમાં શૂળપાણી મહાદેવજીની સત્તા છે. અને ત્યાં મનુષ્યનું રાજ્ય નથી. તેણે કાશી જવાનો માર્ગ પકડયો, અને પોતાની પાસે કંઇ પણ સાધન નહીં મળે તેથી પગે ચાલીને આખો માર્ગ કાપવાનો હતો. વન વગડામાં થઇને જવાનું હતું, માથે સુરજ પુષ્કળ તપે, પીવાને પાણી નહીં મળે, પૃથ્વી સુરજના તાપથી ઘણી તપી ગએલી, પગે મ્હોટા ફોલ્લા પડવા લાગ્યા. વાઘ અને બીજાં ઘાતકી પ્રાણીઓના ત્રાસ પમાડતા ઘોર શબ્દ ચોગરદમ સંભળાતા જાય, રાતે નહીં ઓઢવાનું ને નહીં પાથરવાનું આવી દયા ઉપજાવે એવી સ્થિતિમાંથી તે રાજાને પસાર થવાનું હતું. સકોમળ સ્રી અને બાળક જેમણે કોઈ દિવસ દુઃખનો પડછાયો પણ જોએલો નહીં, તેઓને અત્યંત પીડા પામતાં જોઇને હરકોઈ માણસની છાતી ફાટી જાય તો આ રાજાને શું થયું હશે તેનો પૂરો વિચાર પણ આપણને આવતો નથી. તે છતાં ધન્ય છે એ રાજાને. કે તેણે ધીરજ અને દ્રઢતાને જરા પણ મુકયાં નહીં, અને દૈવી ઇચ્છાને આધીન થવું એજ આપણું કર્ત્તવ્ય છે એમ સમજી બ્રાહ્મણને દક્ષિણા શી રીતે આપવી એમ ચિંતન કરતો હતો. વનવગડામાંથી પસાર થતાં વખતે વિશ્વામિત્ર બ્રાહ્મણ હાથમાં ડંડુકો લઈ સામો આવી ઉભો રહેતો, પોતાની દક્ષિણાને માટે ઉતાવળ કરતો, અને કેટલીકવાર તો ડંડુકાનો માર પણ મારતો હતો, અને રાજાને વારંવાર

કહેતો કે દક્ષિણા આપવાની મ્હેં હા કહી નથી, એમ કહેની કે હું ચાલ્યો, અને પછી ત્હારૂં નામ હું નહીં લઉં, તોએ રાજા સત્યથી ચુકયો નહીં. અરે! હું જુઠું કેમ બોલું, સત્યથી બીજો ઉત્તમ ધર્મ કોઇ નથી, અનેક પુણ્યના કામ માણસ કરે, પણ જો સત્યથી તે ચુકે તો તે સર્વ કામ મિથ્યા થાય છે. સત્યથી જે ચુકે છે તે પોતાની કીર્તિરૂપી તેજોમય દેહને કરૂપી કરી નાંખે છે. આ શરીર નાશવંત છે, અને મોડું વહેલું તે નાશ થશેજ, પણ તેજનું શરીર સદાય રહેવાવાળું છે. ઇશ્વર સત્ય સ્વરૂપજ છે, અને માણસ માત્ર તેના સંતાન છે, તો શું સંતાન સત્યને છોડે તે યોગ્ય કહેવાય? નહીં, નહીં, હું સત્યથી કદી પણ ચુકનાર નથી જે થવાનું હોય તે થાય, પણ સત્ય સત્ય. નહીં વર્ણવી શકાય એવાં અગણિત કષ્ટ વેઠતાં વણારસી એટલે કાશી આવી પહોંચ્યા. ત્યાં પેલો બ્રાહ્મણ પહલાંથી તૈયાર છે. મહીનાની મુદત તેજ દહાડે પુરી થતી હતી. વિશ્વામિત્રને જોઇને રાજાએ નમ્રતાથી કહ્યું કે "હે મુનીવર! આ મારો પ્રાણ, આ મ્હારી દેહ, તમારે આધિન છે, આ મ્હારી સ્ત્રી અને પુત્રને પણ તેમજ સમજો. તમ્હારી દક્ષિણાના અવેજમાં જેને જોઇએ તેને લ્યો. તેની બ્રાહ્મણે ના કહી, છેવટે રાજાની રાણી અને છોકરો બન્ને વેચાયાં, અને તેમને એક બ્રાહ્મણે ખરીદ કીધાં, અને મહા પ્રતાપવાળા, આખી પૃથ્વીનું પાલન અને રાજ કરનાર

હરિશ્ચંદ્રને બ્રાહ્મણ વિશ્વામિત્રે એક ચંડાળને વેચી દીધો. દુઃખની સીમા રહી નહીં. બ્રાહ્મણ દક્ષિણા લઇને ચાલતો થયો પણ હરિશ્ચંદ્રને ધન્ય છે કે તેણે એક પણ કડવો અક્ષર કહ્યો નહી. રાજાને રાત દિવસ સ્મશાનમાં રહેવાનું હતું અને પ્રત્યેક શબ ત્યાં આવે તેના ઉપર અમુક દામ લેવાનું હતું. એ પ્રમાણે જે ઉત્પન્ન થાય તેમાંથી રાજાનો ભાગ આપવો અને બાકી રહે તેમાંથી અમુક ભાગ ચડાળને પહોંચાડવો અને છેવટે જે બાકી રહે તેમાંથી પોતાનું ગુજરાન કરવું. એ પ્રમાણે ચાંડાળે તેને કહ્યું હતું. સ્મશાનની જગા ઘણીજ ભયંકર હતી, પણ રાજાએ સર્વ સહન કરી ધીરજ ધારી રાખી. આવી અવસ્થામાં એક વર્ષ વીતી ગયું. રાણી અને છોકરો બ્રાહ્મણને ઘેર દાસપણું કરતાં પણ રાજાની આવી માઠી દશાથી અજાણ હતા. એક દિવસે તે છોકરો પોતાના માલિક બ્રાહ્મણને માટે દર્ભ લેવા ગયો હતો ત્યાં તેને સર્પે ડંખ્યો ને તે મર્ણ પામ્યો. આ વાત બીજા છોકરાઓએ રાણીને જઇને કહી. રાણીએ ત્યાં જવાની રજા માંગતાં બ્રાહ્મણે તેણીને કડવા સુકન સંભળાવ્યા અને તરત રજા નહીં આપતાં ઘણીવાર પછી જવા દીધી. રાણી છોકરાનું મૃત્યુ થયલું જોઇને અત્યંત કલ્પાંત કરવા લાગી, ને મૂર્છા પામી ગઇ. પછી છોકરાના શબને લઇ સ્મશાનમાં આવી. ચાંડાળ જેવો થઇ ગયલો રાજા ત્યાં હતો; પણ

તેનું રૂપ કેવળ બદલાઈ ગયલું હતું. રાણી પણ નહીં ઓળખાય એવી થઇ ગઇ હતી, તેથી પહેલાં રાજા રાણીએ એક બીજાને ઓળખ્યાં નહીં. રાણીએ ત્યાં પણ બહુ કલ્પાંત કીધું, અને છોકરાને જોઇને રાજાને પણ પોતાનો પુત્ર સાંભરી આવ્યો. પાછળથી એક બીજાની વાતથી રાજા તથા રાણીએ પરસ્પર ઓળખ્યાં અને ઓળખ થતાંજ બન્ને જણાં બેભાન થઇ પૃથ્વી ઉપર પડયાં. કેટલોક વખત વીત્યા પછી બન્ને ઉભાં થયાં અને શબને માટે ચિતા સળગાવવાની તૈયારી કરી. હરિશ્ચંદ્ર રાજાએ અંતરમાં બિરાજમાન એવા જે ભગવાન તેનું સ્મરણ કર્યું. એમ કરતામાં તે ભગવાન સાક્ષાત ત્યાં આવી ઉભા; બીજા દેવો પણ ત્યાં વીંટળાઈ વળ્યા, આકાશમાંથી પુલની વૃષ્ટી થઇ, છોકરાનું ઝેર ઉતરી જતાં ફરી જીવતો થઇ ઉભો થયો, અને સઘળે જયજયકાર ગાજી રહ્યો. રાજા હરિશ્ચંદ્ર અને તેની રાણી પોતાના પ્રથમ રૂપને પામ્યા, અને તેઓને હર્ષની આંસુધારા ચાલી. રાજા રાણી અને છોકરો જેનું નામ રોહિત હતું તેઓ શ્રીભગવાનને અને ઇંદ્રાદિક દેવતાઓને પગે લાગ્યાં. અને દેવતાઓએ તેમને ફરી ફરીને આશિર્વાદ આપ્યા. તેઓને સારી રીતે સમજાવીને કહ્યું કે જે બ્રાહ્મણે રાણીને અને છોકરાને લીધાં હતા તે તેમજ જે ચાંડાળને ત્યાં રાજા સેવક થયો હતો, તે ખરેખરા દેવતા હતા અને બ્રાહ્મણ તથા ચાંડાળના

રૂપ માત્ર તેમની ખાતર લીધાં હતાં. રાજાને પોતાની અયોધ્યા નગરી પાછી પ્રાપ્ત થઇ અને તેનું ફરી રાજ્ય થતાં સર્વ પ્રજા હર્ષથી ઉત્સવ કરવા લાગી. રાજા હરિશ્ચંદ્રને માટે એમ ગવાય છે કે, "હરિશ્ચંદ્ર સરખો રાજા થયો નથી અને થશે પણ નહીં, એનું આખ્યાન જે સાંભળશે તે ઘણો દુઃખી હશે તોપણ મોટા સુખને પામશે."



# ધર્મ અને અધર્મ.



## શંખ અને લિખિત.

શંખ અને લિખિત નામના બે બ્રાહ્મણો એક નદીના કિનારા ઉપર પોતાના જુદા જુદા આશ્રમ કરીને રહેતા હતા. એ બંનેના આશ્રમોને લગતી વાડીઓ હતી કે જેમાં ફુલ ફળાદિકના શોભિતાં ઝાડ મનને લલચાવતાં હતાં. એક દિવસે લિખિત પોતાના ભાઇની વાડીમાં ફરતો હતો તેવામાં કેટલાંક સ્વાદિષ્ટ ફળ પાકેલાં જોઈને તેનાં ભાઇની ગેરહાજરીમાં અને તેને પુછી આવ્યા વિના તોડી ખાવા લાગ્યો, એટલામાં શંખ ત્યાં આવી પહોંચ્યો અને પોતાના ભાઇને આ પ્રમાણે કરતો જોઇને આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે આ ફળ કયાંથી લાવીને ખાય છે? લિખિતે જવાબ દીધો "એ આ તમારી વાડીનાં છે." શંખે કહ્યું "હે ચોર, પારકી વસ્તુ તેના ધણીની રજા વિના તું લે છે? રાજા પાસે જઇને તારો અપરાધ કહી દે કે તને શિક્ષા કરે." લિખિત બહુજ શરમાઈ ગયો અને નીચે મોઢે પોતાના ભાઇની આજ્ઞા માનીને રાજા પાસે ગયો. તે બ્રાહ્મણ હતો અને તેને આવતો જોઇને રાજા ઉઠી ઉભો

થયો અને તેણે ધાર્યું કે એ કંઈ માંગવા આવ્યો હશે. આ ઉપરથી રાજાએ કહ્યું કે હે રૂષિજી! તમારી જે ઇચ્છા હોય તે કહી દો અને તે પ્રમાણે મ્હારી વતી થયલુંજ સમજો. લિખિતે રાજાને કહ્યું કે હે ભૂપતિ, મ્હારા ભાઇની વાડીના ફળ મેં તેને પુછયા વિનઃ ખાધાં છે, અને તેને માટે મ્હને શિક્ષા કરો. રાજા બહુજ આશ્ચર્ય પામ્યો પણ લિખિતનો આગ્રહ જોઇને તેને શિક્ષા ફરમાવી. તે વખતે ચોરીને માટે જે નિયમ હતો તે પ્રમાણે લિખિતના બન્ને હાથના પોંચા કાપી નાખવામાં આવ્યા. પછી લિખિતે પોતાના ભાઇ શંખને જઇને બનેલી બીના કહી, અને તેની પાસે માફી માંગી. શંખે કહ્યું કે હવે નદીમાં જઇને સ્નાન કર, અને તર્પણ કરી આવ. તે પ્રમાણે લિખિત ગયો અને નદીમાં નાહ્યો અને તેમાં ઉભા રહીને તર્પણ કરવા માટે જેવાં હાથના ઠુંઠા ઉંચા કરે છે કે તેના કપાઇ ગએલાં પોંચા ફરીથી હાથને આવી મળ્યાં, અને પહેલાં જેવા હાથ હતા તેવા થઈ રહ્યા. ફરીથી પોતાના ભાઇ શંખને આ વાત જઇને કહી. શંખે કહ્યું કે જા, મ્હારાજ આશિર્વાદથી એ પ્રમાણે થયું છે અને હવે તું ચોરીના દોષથી છુટી પવિત્ર થઈ ચુકયો છે. લિખિતે કહ્યું કે ત્યારે આ બધું શું કરવા કીધું, મ્હને પહેલાંથીજ પવિત્ર કીધો હોત તો કેવું? શંખે કહ્યું કે અપરાધીને શિક્ષા કરવી એ મારૂં કામ નથી

પણ રાજાનું કામ છે. તેં મ્હારી આજ્ઞા માની, પસ્તાવો કીધો, સાચું બોલ્યો અને શિક્ષા ભોગવી તેથી તું શુદ્ધ થયો. રાજાએ પોતાની ફરજ બજાવી તેથી રાજાનું પણ શુભ થયું. અને તેં તર્પણ કીધું તેથી દેવતા, રૂષી અને પિતૃ તૃપ્ત થયા એ પણ મોટો લાભ થયો. લિખિત આ સાંભળી ફરીથી પોતાનાં ભાઇને પગે લાગ્યો અને બે ભાઇઓ વચ્ચેનો પ્રેમ જરા પણ ઓછો થવાને બદલે વૃદ્ધિ પામ્યો. ચોરી કરવી એ કેવું મોટું પાપ છે એ આ ઉપરથી હંમેશ ધ્યાનમાં રાખવાનું છે. કારણકે પોતાના ભાઈની વાડીનું ફળ ખાવું એ જો બેઉ હાથના પોંચા કાપી નાખવા જેવો મ્હોટો અપરાધ ગણાય તો અન્યની વસ્તુ ચોરી લેવી એ કેટલો નીચ અપરાધ ગણાય ?



# દાન–યોગ્યતા વિના પદની પ્રાપ્તી.

---

## બળિરાજા.

ઇશ્વરે અધર્મનો નાશ કરી ધર્મને ચલાવવા માટે આપણી પૃથ્વી ઉપર અવતાર લીધા છે એમ આપણા ધર્મનાં પુસ્તકો પોકારી પોકારીને કહે છે. એ અવતારોમાં એક વામન અવતાર હતો. તે લાખો વર્ષ પહેલાં થઇ ગયો છે. બળિ નામે રાજા થઇ ગયો છે. તે એવો તો બળિઓ હતો કે દેવતાના રાજા ઇંદ્રને પણ તેણે હરાવીને ઇંદ્રપુરીને પોતાને તાબે કરી હતી. દેવતાઓ તેનાથી ઘણો ત્રાસ અને ભય પામ્યા હતા, અને તેથી તેઓએ વિષ્ણુ ભગવાનની ઘણી પ્રાર્થના કરી કહ્યું કે, હે પ્રભુ, આ વેળા તમે અમારૂં રક્ષણ કરો અને અમારા રાજા ઈંદ્રને પોતાનું રાજ્ય ફરીથી અપાવો. આ પ્રાર્થના વિષ્ણુ ભગવાને સાંભળી હતી. હવે એવું બન્યું કે બળિરાજા નર્મદા નદીને કિનારે ઉત્તરે હાલમાં જ્યાં ભરૂચ છે તેની પાસે મ્હોટો યજ્ઞ કરતો હતો, તે ઉદાર દીલનો અને મોટાં દાન આપવાવાળો હતો. એ યજ્ઞમાં તેના પુરોહિત અથવા ગોર શુક્રાચાર્ય હતા. એ યજ્ઞ ચાલતા હતા તે વખતે વિષ્ણુ ભગવાન વામન સ્વરૂપે એટલે ન્હાના બાળક

બ્રહ્મચારી રૂપે ત્યાં આવી ઉભા. તેમને માથે જટા હતી, હાથમાં કમંડળ હતું, પાસે મૃગચર્મ હતું અને તેમના મોહોડા ઉપર અદ્દભૂત તેજ ઝળકી રહ્યું હતું. તેમણે યજ્ઞમંડપના બારણા આગળ બેશીને વેદના મંત્ર લલકારી આકાશ ગજાવી મુકયું. બળિરાજાનો યજ્ઞ અટકી પડયો. રાજાએ વામનજીને અંદર બોલાવી મંગાવ્યા અને તેમને આસન ઉપર બેસાડી, પૂજા કરી અને પૂછયું કે હે પ્રભુ, તમે ઘણી કૃપા કરી. માટે મને શું આજ્ઞા છે? આપની જે ઇચ્છા હશે તે હું પરિપૂર્ણ કરીશ. ગુરૂ શુક્રાચાર્ય ઘણા સમર્થ અને જ્ઞાની હતા. તેમણે પોતાના યજમાનને કહ્યું કે હે રાજા બળિ, આ બાળક રૂપથી તું ભોળવાઇશ નહીં. એ તો વિષ્ણુ ભગવાન છે અને તે તને છળવાને આવેલા છે. બળિરાજાએ જવાબ દીધો કે ભલે ગમે તે હોય તો પણ હું દાન આપવા માંગું છું તો એ જે માંગશે તે આપીશ. દાન એ ધર્મનું મુખ્ય લક્ષણ છે. દાન કરવું તો નબળી વસ્તુનું કરવું નહીં પણ સારામાં સારીનું કરવું, અને એ જો મ્હારૂં રાજ માંગશે તો તે પણ હું પ્રસન્ન ચિત્તથી આપીશ. વામનજીએ બળિ રાજાને કહ્યું કે હે મોટા દાનેશ્વર મ્હારે તો બીજું કંઇ જોઇતું નથી પણ મ્હારે પોતાને માટે ઝુંપડી બાંધવી છે, તેને સારૂ માત્ર મારા ત્રણ પગલાં જેટલી પૃથ્વી આપ. બળિરાજા આશ્ચર્ય પામ્યો ને બોલ્યો કે હે બ્રહ્મચારી

તેં આ હસવા જેવું શું માંગ્યું ? તારી વય નાની છે તેવીજ બુદ્ધિ પણ દેખાય છે, તું કંઇ વધારે માગ. વામનજીએ ઉત્તર વાળ્યો કે ના, મારે એટલુંજ બસ છે. બળિરાજાએ હાથમાં પાણી લીધું, શુક્રાચાર્યે તેને બહુ વાર્યો પણ તેણે માન્યું નહીં અને વામનજીના હાથમાં પાણી મુકયું. પાણી મુકયું કે વામનજીનું સ્વરૂપ વધવા માંડયું, તે એટલું મોટું થયું કે એક પગલું ઉંચે આકાશમાં અને એક પૃથ્વી ઉપર. તેણે બળિરાજાને કહ્યું કે હે રાજા આ બે પગલાં થયાં, ત્રીજું પગલું આપ. ત્રીજું પગલું હવે કયાંથી લાવે ? તે છતાં બળિરાજા જરાએ ગભરાયો નહીં અને તેણે કહ્યું કે હે પ્રભુ, આ મારી દેહ પૃથ્વી રૂપ છે માટે ત્રીજું પગલું મારા માથાના ઉપર પગ મુકીને લ્યો. વામનજીએ તેને માથે પોતાનો પગ મુકી પાતાળમાં દાબી દીધો. પણ તેની ઉદાર દાનની વૃત્તિ, દ્રઢતા. અને ભકિત જોઇને અત્યંત પ્રસન્ન થયા, અને પોતાની અચળ ભકિત આપી એટલુંજ નહીં પણ તેને પાતાળનો રાજા કીધો, અને હવે પછી સમય વીતતાં ઇંદ્રપુરીનું રાજ તેને મળશે, અને તમામ દેવતાઓનો રાજા તે થશે. જેને માટે પોતે બરાબર રીતે લાયક થયો નહતો તે મેળવવા માટે તેણે પહેલાં જે મહેનત કરી અને દૈવાયેગે તે પામ્યો, તેનું પરિણામ છેવટે આવું આવ્યું કે જે પદવીને તે લાયક નહતો તે પદવીપરથી તે નીચે પડયો,

પણ એની વિષ્ણુ ભગવાન ઉપર ભકિત અપાર હતી. તેની ધીરજને પણ ધન્ય છે, તેમજ દાનને માટે તો આજ પણ બળિરાજાની કીર્તિ ચારે દીશામાં પ્રસરી રહેલી છે, બ્રાહ્મણને આપવાને માટે અથવા પૂજાના કાર્ય માટે પાન સોપારી વગેરે જે વસ્તુઓ જોઇતી હોય તો તે નબળામાં નબળી આપણામાંના ઘણા લાવીએ છીએ, અને પાપમાં પડીએ છીએ. તેથી કેવળ ઉલટીજ વૃત્તિ બળિરાજાની હતી, અને તેથીજ તેણે જરા પણ ખિન્ન થયા વિના પ્રસન્ન મનથી ત્રણ પગલાં પૃથ્વીમાં પોતાનું સર્વ આપી દીધું.



# પરસ્ત્રીનો મોહ—ન્યાયનો પક્ષ.



## રાવણ અને વિભિક્ષણ.

પૃથ્વી ઉપર સ્ત્રી અને પૈસો એ બે મોટી મોહીની છે. એ બેથી જે માણસ નથી લલચાતો તેજ ખરો વીર પુરૂષ છે. ઘણા માણસો પરાઇ સારી વસ્તુ જોઇને અદેખાઇ કરે છે, અને તેને મેળવવાને બનતો પ્રયત્ન કરે છે. જે વસ્તુ બીજાની છે તે તેમની મરજી વિના લેવી એ ચોરી છે અને જે એમ લે છે તે ચોર છે. પારકી સ્ત્રી ગમે તેવી ખુબસુરત હોય તોપણ તેથી માણસે મોહ પામવો નહીં. જો તે છતાં કોઇ મોહ પામે છે અને તે સ્ત્રીનું સુખ મેળવવા મથન કરે છે તો પાછળથી તેની ઘણી અપકીર્તિ થાય છે. ને કલેશ કરાવે છે, બીજાઓને વેરી કરે છે, અને પોતે મોટા દુઃખ અને સંકટમાં આવી પડે છે, એટલુંજ નહીં પણ પોતાનો નાશ કરનાર થઇ પડે છે. આપણે જે રામચંદ્રની વાત કહી ગયા તે રામચંદ્રજી પોતાની સ્ત્રી સીતાજી સાથે જ્યારે બાપની આજ્ઞાથી વનવાસ વેઠતા હતા, ત્યારે એક દીવસે લંકાનો રાજા રાવણ જે સીતાજીના સુંદર સ્વરૂપથી અત્યંત મોહીત થએલો હતો, તે રામચંદ્રજીની ગેરહાજરીમાં કપટ કરીને સન્યાસીનો વેશ લઈને સીતાજી પાસે આવ્યો,

સીતાજીને ભોળવી નાંખ્યાં, અને કપટથી તેનું હરણું કરીને લંકામાં લઈ ગયો. ત્યાં સીતાજીને તેણે બહુ સમજાવ્યાં, બહુ ધમકી આપી, બહુ લાલચ આપી તોએ પવિત્ર સીતાજીએ તેને તુચ્છકારી કહાડયો. જ્યારે રામચંદ્રજીને આ વાતની ખબર પડી ત્યારે તેમણે સૈન્ય તૈયાર કર્યું અને લંકા ઉપર ચડાઇ કરીને તેને ઘેરો ઘાલ્યો. હવે રાવણને કુંભકર્ણ અને વિભિક્ષણ નામે બે ભાઇ હતા. વિભિક્ષણને રાવણનું કૃત્ય જરા પણ રૂચ્યું નહીં અને દોષભરેલું લાગ્યું. તેણે રાવણને કહ્યું કે તેં જે કામ કર્યું છે તે પાપનું કામ છે, અને તેનું પરિણામ માઠું આવ્યા વિના રહેવાનું નથી, માટે રૂડું એજ છે કે સીતાજીને તેમના ધણી શ્રી રામચંદ્રજીને આપી દો અને શ્રી રામચંદ્રજીની માફી માંગો. આ કડવાં પણ હિતકારી વચન રાવણને રૂચ્યાં નહીં અને ઉલટો તેને ક્રોધ ભરાયો. વિભિક્ષણને લાગ્યું કે ભાઇએ ખોટું કામ કર્યું છે અને તે કામમાં તેને મદદ કરવી એ ધર્મના માર્ગથી ચુકવા જેવું છે. તેથી તે શ્રી રામચંદ્રજી અને રાવણ વચ્ચે ભારે લડાઇ થઈ. તેમાં રાવણ, તેનો ભાઇ કુંભકર્ણ, તેના કુટુંબના માણસો, તેનાં સગાં સ્નેહી અને બીજા લાખો માણસો માર્યા ગયાં; લંકા પણ શ્રી રામચંદ્રજીએ લઈ લીધી અને સીતાજી જે પોતાનું પતિવ્રત ઉત્તમ પ્રકારે જાળવી

શકયાં હતાં. તે તેમને ફરી મળ્યાં અને સઘળે જયજયકાર ગાજી રહ્યો. આ પ્રમાણે થયા પછી શ્રી રામચંદ્રજીએ લંકાનું રાજ્ય રાવણનું હતું અને તેનો ખરો અધિકારી વિભિક્ષણ છે, અને તે વિભિક્ષણ સત્ય અને ધર્મને માર્ગે જનારો છે એમ વિચારી જોયું, અને પોતે ધર્મમૂર્તિ, ન્યાયમૂર્તિ, સત્યમૂર્તિ હતા, તેથી એ રાજ્ય વિભિક્ષણને આપીને પોતાને હાથે તેને રાજ્યાસન પર બેસાડી પોતાનું મ્હોટું મન, અને પોતાની ઉદાર વૃત્તિ ખુલ્લી રીતે બતાવી. આ પ્રમાણે હંમેશ ધર્મો જય છેવટે થયા વિના રહેતો નથી,



# બીજાનું હિત કરવું.

---

## દધિચી મુની.

ઇશ્વરે આપણને માણસનો અવતાર આપ્યો છે, તો તેમાં આપણે શું કરવાનું? શું જીંદગીનો હેતુ માત્ર ખાવું, પીવું, સુવું અને મોજમઝા કરવી એજ છે! આપણે આસપાસ નજર કરી જોઇએ છીએ તો શું જણાય છે? સુરજ, ચંદ્ર, અને તારા પ્રકાશે છે તે શું પોતાને માટે? ના, ના, તે તો જગતનાં હીતને માટે, તેમજ પૃથ્વી અનેક પ્રકારની ધાતુ, અનેક પ્રકારના ધન ધાન્ય નીપજાવે છે તે પણ પોતાને માટે નહીં પણ બીજા પ્રાણીઓના ઉપયોગ માટે, ઝાડો પણ પોતાનાં ફળ ફુલ પોતાના ઉપયોગમાં લેતાં નથી પણ સર્વ પ્રાણીને તે આપે છે; ગાય, ભેંસ દુધ આપે છે તે પણ પારકાનાં સારાં માટે; બળદ ઘોડા વગેરે જાનવરો પોતાના શરીર માણસની સેવામાં આપે છે, આ ઉપરથી જીંદગીનો હેતુ પોતાનો સ્વાર્થ સાધવાનો નથી, પણ તન, મન, અને ધન બીજાનાં સુખને માટે વાપરવાનાં છે એમ સમજાય છે. જેમ એક કુટુંબનાં સઘળાં માણસો અરસપરસ પ્રેમથી જોડાઇ રહીને ચાલે છે તેમ આખા જગતને એક મોટું કુટુંબ ગણવાનું છે. ઈશ્વર સહુનો માબાપ છે અને પ્રાણી માત્ર

તેની પ્રજા છે. માટે જેમ એક ભાઇ પોતાના ભાઈને માટે પ્રાણ પાથરવા તૈયાર રહે છે તેમ એક માણસે બીજાઓને સુખ કરવાને હંમેશ તૈયાર રહેવું જોઇએ અને પ્રયત્ન કરવું જોઈએ. પારકાને સુખ કરવું, પારકાનું 'દુઃખ ઓછું કરવું અને ટુંકામાં પરાયું હિત સાચવવું એ મોટું પુણ્યનું કામ છે, અને એ પ્રમાણે કરવાને માટેજ આ મનુષ્ય દેહ આપણને મળી છે. વૃત્રાસુર નામે મોટો દૈત્ય થઈ ગયો છે, તે એટલો બધો બળવાન હતો કે ત્રણ લોકને એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને તે મહાન્ પીડા કરતો હતો, અને મુંજાવતો હતો. દેવતાઓ પણ તેના ત્રાસથી બહુ ગભરાયા અને વિષ્ણુ ભગવાનની તેઓએ ઘણી પ્રાર્થના કરી કે હે પ્રભુ! અમને દુઃખમાંથી ઉગારો. હવે એ દૈત્યને જીતવાનો અને મારવાનો એકજ ઉપાય હતો અને તે એ હતો કે દધિચિ રૂષિના જો હાડકાં મળે તો તેનું હથીઆર બનાવી વાપરવું, પણ સમર્થ દધિચિરૂષિ તો જીવતા હતા, છતાં દેવતાનો રાજા ઇંદ્ર તેમની પાસે ગયો, અને ઘણીજ નમ્રતાથી તેણે રૂષિને સઘળી હકીકત કહી અને કહ્યું કે હવે સુઝ નથી પડતું કે શું કરવું. રૂષિએ ઈંદ્ર રાજાને કહ્યું કે હે ઇંદ્ર! ચિંતા શું કરવા કરે છે? દેહધારીઓને મરવું એ તો નિશ્ચય છે, પછી મોડું કે વહેલું; જો પોતાની દેહ બીજાના ઉપયોગમાં નહીં આવી તો તે શું કામની છે.

જીવને ખરૂં સુખ મેળવવાને માટે પરાયું હિત કરવું એના જેવું બીજું ઉત્તમ સાધન નથી. હું એકલો એકલપેટો થઇને મારી દેહ સાચવી રાખીશ, તેથી શું કલ્યાણ થવાનું છે, પારકી પીડાને જે જાણે છે, અને તે મટાડવા મથન કરે છે તેજ પરમેશ્વરને વહાલો છે, માટે હું મારા દેહનો ત્યાગ કરૂં છું; તમે મારા હાડકાં લઈને તેનું હથીઆર બનાવો, દૈત્યને જીતો અને સુખી થાઓ. એ પ્રમાણે પછી કરવામાં આવ્યું અને ત્રણ લોકની પીડા ટળી. ધન્ય છે એ રૂષિને કે જેણે પોતાની દેહની દરકાર નહીં રાખતાં, પારકાનાં હિત માટે તેના ભોગ આપ્યો. આવા તો બીજા ઘણા દાખલા બનેલા છે, અને તે ઉપરથી આપણને શિખામણ મળે છે કેઃ—

પરાર્થે પોતાના માત્ર હિતનોજ નહિ પરંતુ દેહનો પણ ભોગ આપવાનો પ્રસંગ આવે તો તેવે પ્રસંગે જેઓ પોતાની દેહનો ભોગ આપીને પણ પરાર્થ સાધવા ચૂકતા નથી તે મનુષ્યો મનુષ્ય દેહને સફળ કરે છે,



# હીંસા—સત્ય—પતિવ્રત.



## ચ્યવન રૂષિ અને સુકન્યા.

એક શર્યાતિ રાજાને ઘણી રાણીઓ છતાં સંતાનમાં માત્ર એકજ સુકન્યા નામે ઘણી વહાલી છોકરી હતી. તે છોકરીનું સ્વરૂપ એવું તો સુંદર હતું કે ચંદ્રમા પણ તેની આગળ ઝાંખો પડે. શરીર સકોમળ અને સુગંધીમય હતું. તે રાજાના નગરની પાસે એક મોટું સરોવર હતું. અને તે સરોવરની આસપાસ વનની શોભા થઈ રહી હતી. તે જગાએ ચ્યવન નામનો રૂષિ લાંબા સમયથી તપ કરી રહ્યા હતા. તેઓ એવું ભારે તપ કરતા હતા કે તેમના શરીરની આસપાસ માટી બાઝી ગઈ હતી અને ઝાડની ઘટાથી તે જરા દેખાતા પણ ન હતા. માત્ર તેમની બે આંખ થોડી ચળકયા કરતી. એક દીવસે તે રાજા પોતાની રાણી અને બીજા કેટલાંક માણસોની સાથે તે સરોવરમાં ક્રીડા રમવા ગયા, અને તેમની સાથે જે સુકન્યા ગઇ હતી તે પોતાની સખીઓની સાથે રમતગમત કરતી, ફુલ વીણતી, જ્યાં પેલા રૂષિ તપ કરવામાં ગુંથાયલા હતા ત્યાં જઇ પહોંચી. તેણે રૂષિને તો જોયા નહીં. પરંતુ તેમની બે આંખ ઝીણા તારા જેવી ચળકતી હતી તે જોઇ આ શું હશે એમ તે વિચારવા લાગી. પછી સુકન્યાએ એક કાંટો લાવી બન્ને આંખોમાં ઘોંચ્યો, અને તેથી

તે તપસ્વિની બન્ને આંખો પુટી ગઇ, અને તે આંધળા થયા. બાળકો વગર વિચારે, વગર સમજે અડપલું કરે છે, અને તેથી બીજાને કેટલી બધી પીડા થાય છે, તે આ ઉપરથી સમજવાનું છે. રમતગમતમાં પણ કોઇને પીડા કરવામાં આવે તો દોષભરેલું છે કોઈ આપણને દુઃખ દે અને જેવું લાગે તેવુંજ બીજાને લાગે છે. જેને પીડા થાય તે કેટલો નિશાસો મુકે છે અને નિશાસાથી પીડા કરનારને કોઇ પણ રીતે પાછળથી નુકસાન થાય છે. અડપલું કરતાં હંમેશ બીહીતાં રહેવું એ નિયમને તોડયો ત્યારે તેનું ફળ સુકન્યાને કેવું મળ્યું તે જુવો. નિરપરાધી બિચારા રૂષિને પીડા થતાં રાજાની સાથે આવેલા તમામ માણસોને દુઃખ આવી પડયું અને અમુક રીતે તે પીડાવા લાગ્યા. આનું કારણ કંઇ સમજાયું નહીં અને તેથી રાજાએ પોતાના મહેલે જઈને તપાસ કરી. તે જાણતો હતો કે સરોવરની પાસે રૂષિનું સ્થાન છે. અને તેથી તેને એમ લાગ્યું કે તે રૂષિનો કોઈથી અપરાધ થઇ ગયો હશે. એ તપાસમાં સુકન્યાએ બનેલી વાત ખરેખરી કહી દીધી, અને તેણે કિંચિત પણ છુપું નહીં રાખ્યું ને જુઠું પણ નહીં બોલી. રાજાને માલમ પડયું કે સુકન્યાએ અજાણપણે રૂષિની આંખ ફોડી નાંખી છે. તેણે રૂષિ પાસે જઈ ક્ષમા માંગી અને રૂષિ અશકત થઇ ગયા તેથી તેની સેવા કરવાને પોતાની વહાલી સુકોમળ છોકરીને તેને

પરણાવી. સુકન્યા પોતે અપરાધી થઇ છે એમ સમજી પ્રસન્ન ચિત્તથી રૂષિની સાથે લગ્ન કરવાને પોતાના માતા પિતાને કહેતી હતી, અંતે તેના માંગ્યા પ્રમાણે લગ્ન થયાં અને તે રૂષિની સાથે રહેવા લાગી. પોતાના ધણીની તે બેહદ્દ સેવા કરતી હતી, અને રૂષિને કંઇ પણ ઉણું પડવા દેતી નહીં. તેને દાતણ કરાવે, સ્નાન કરાવે, જમાડે, વસ્ત્ર પહેરાવે, નિત્ય-કર્મ કરાવે, બેસાડે, ફરવા લઈ જાય, પથારી પાથરી સુવાડે, પગ ચાંપે ઇત્યાદિ કંઇ પણ બાકી રાખે નહીં. એક સમયે તે સરોવર ઉપર પાણી લેવા ગઈહતી, તે વેળા દેવતાઓના વૈદરાજ અશ્વનિકુમાર ત્યાં આવી પહોંચ્યા, અને તેઓની નજર તેના ઉપર પડતાંજ તેઓ મોહીત થઈ ગયા. તેઓએ સુકન્યાને ઉભી રાખી તેનાથી સઘળી હકીકત જાણી લીધી અને પછી કહ્યું કે હે રાજકન્યા! તું આવી સકોમળ, સુંદર, ભર જુવાનીવાળી, રાજ કુળની, હાથમાં ને હાથમાં ઉછરેલી તને આ આંધળો અને ઘરડો વર લાયક નથી; તું અમારી સાથે ચાલ. આ સાંભળી સુકન્યાએ ઉત્તર આપ્યો કે હે અશ્વનિકુમારો, મેં વગર વિચારે હિંસા કરી તેથી મ્હારા સ્વામિની આંખ ગઈ છે. મેં ઘણુંજ ખોટું કામ કીધું તો તેનું ફળ મ્હારે ભોગવવું જોઇએ. મ્હારા કૃત્યથી સ્વામિ અશક્ત થયા છે તો તેમની સેવા કરવી એજ મારો ધર્મ છે. વળી પતિ ગમે તેવો નઠારો હોય, આંધળો

હોય, લુલો હોય, શરીરે ગમે તેવી ખોડખાંપણુવાળો હોય, દુરાચારી હોય, દુષ્ટ હોય, ગમે તેવો હોય, તોપણ પતિવ્રતાનો ધર્મ તો એજ છે કે તેની ખરા અંતઃકરણથી સેવા કરી તેને પ્રસન્ન કરવા. સ્વામિની સેવા એજ સ્ત્રીનો ઉત્તમ ધર્મ છે. શરિરનું ક્ષણિક સુખ જે જોય છે, તે સ્વર્ગનું સુખ ખોય છે. તમારે પણ તમારી સ્ત્રીઓને પાળવી જોઇએ. સ્ત્રીની બુદ્ધિ થોડી હોય છે. તે ઉપર પુરૂષોએ હંમેશ વિચાર કરી પોતાની સ્ત્રીને સુખ આપવાનું મુકીને બીજી સ્ત્રીના ઉપર જે મોહ પામે છે, તે અઘોર પાપ કરનારા થાય છે. આ સાંભળી અશ્વનિકુમાર ઘણોજ સંતોષ પામ્યા. તે સુકન્યા ઉપર અત્યંત પ્રસન્ન થયા. તેની સાથે ચ્યવન રૂષિ પાસે ગયા. સુકન્યાએ ત્યાં બનેલું વૃત્તાંત પોતાના પતિને કહી દીધું, અને વિશેષ વિનંતિ કરી કે આ દેવતાનાં વૈદરાજ આપને સારૂં કરવા માટે અહીં પધારેલા છે. પછી અશ્વનિકુમારે રૂષિજીની આંખ સાજી કરી એટલુંજ નહીં પણ તેમને સુંદર સ્વરૂપ અને ભર જોબન આપ્યાં. આ સમાચાર રાજ્ય નગરમાં પહોંચતાં સઘળે આનંદ અને ઉત્સવ થઇ રહ્યો. વૈદરાજ પોતાને ઘેર ગયા, અને સુકન્યા પોતાના વહાલા પતિ ચ્યવન રૂષિની સાથે ઉત્તમ સુખ ભોગવવા લાગી.



# ક્રોધ--ક્ષમા.



## વિદુર.

ન્હાનાં છોકરાંઓ વારંવાર એક બીજા સાથે રીસાય છે, ક્રોધ કરે છે, અને કડવાં વચન કહે છે એટલુંજ નહીં પણ મારામારી કરી લડે છે. આ પ્રમાણે કરવું તે શું સારૂં છે? આગળ થઈ ગએલા મ્હોટા પુરૂષો શું એ પ્રમાણે કરતા હતા? ના, ના, તેઓ ક્રોધ કરતા નહીં અને ક્ષમા કરવાને હંમેશા તત્પર રહેતા. ક્રોધ અને રીસ નહીં કરવાને અને માફી આપવાને માટે સર્વ ધર્મના પુસ્તકોમાં વારંવાર ઉપદેશ કરવામાં આવેલો છે. રાજા ધૃત્રાષ્ટ્રને દુર્યોધન નામે છોકરો હતો. તે દુર્યોધન પોતાના પિત્રાઇ ભાઇ પાંડવોના ઉપર બહુજ દ્વેષ રાખતો હતો, અને પાંડવોનું રાજ પણ પચાવી બેઠો હતો એટલુંજ નહીં પણ પાંડવોને કપટથી બાળી મુકવાની તેણે ગોઠવણો કરી હતી, અને તેઓને વનવાસ કહાડયા હતા. પાંડવો વનમાંથી પાછા આવ્યા અને પોતાના ખરા હકની માંગણી કરવા લાગ્યા. એ વેળાએ રાજા ધૃત્રાષ્ટ્રે પોતાના ભાઈ વિદુરને પુછ્યું કે આપણે શું કરવું. વિદુર પ્રમાણિક અને સારા સ્વભાવનો હતો, તેણે કહ્યું કે પાંડવો સાથે

સલાહ કરવી, તેઓને રાજ્ય પાછું આપવું, અને જે આજ સુધીમાં થયું તેની માફી માંગવી. રાજા આ સાંભળી ક્રોધ કરી પડયો અને તેણે વિદુરને રીસ કરીને અનેક કડવાં વચન કહ્યાં, અને તેમાં સાચું જુઠું અને માઠું લાગ્યા વિના રહે નહીં એવું ઘણુંજ કહ્યું, અને તેની આંગળથી ઉઠીને એકદમ ચાલી ગયા. વિદુરનું આવી રીતે અપમાન થયા છતાં તે શાન્તિથી જરા ચળ્યો નહીં અને પાંડવો પાસે ગયો.

થોડા વખત પછી ધૃત્રાષ્ટ્રને લાગ્યું કે મેં ઘણુંજ ખોટું કીધું, અને તેથી સંજયને બોલાવીને કહ્યું કે તું જા જોઈ આવ, વિદુર હજી જીવે છે કે કેમ? કેમકે તેને ઘણુંજ માઠું લાગ્યું હશે. અને રીસાઇને તેણે કંઇ નવું જુનું તો નથી કીધું? પાંડવો જે વનમાં રહેતા હતા ત્યાં વિદુર પાસે જઇને સંજયે કહ્યું કે તમારા ભાઇ–રાજા તમને બોલાવે છે અને જે થયું તેને માટે તે બહુ દલગીર થાય છે. વિદુર ઘણો શાંત અને શાણો હતો. તેના ભાઇને ક્રોધ ચડયો અને તેણે ખોટી વર્તણુક ચલાવી તેથી તે મનમાં જરા કચવાયો નહતો. બીજા જે કંઈ કરે તેનું ફળ તેઓને છે, તે આપણને લેશ પણ વળગતું નથી, અને આપણે જો સામું તેવી રાતે કરીએ તો તેના જેવાજ આપણે બનીએ અને ગણાઇએ, એમ વિદુર સારી પેઠે સમજતા હતા. તે તરત ત્યાંથી ઉઠીને પોતાના ભાઇ પાસે ગયા, તેને ભેટયા અને પ્રસન્ન મુખે બોલ્યા કે તમારાં

દર્શન કરવાને હું આતુરજ હતો, અને તેથી વહેલો વહેલો આવ્યો છું, જે થઈ ગયું તેનો હવે વિચાર અને શોચ કરશો નહીં; અને મ્હારા મનમાં એ બાબત કંઇ છેજ નહીં. આવી રીતે તેણે કહી રાજાને શાંત પાડયો, અને રાજા ઘણુંજ શરમાઇ ગયો, અને નીચે મોહડે પસ્તાવો કરવા લાગ્યો. આ પ્રમાણે આપણે સહુ જો ચાલિએ તો કલેશ; થતો કેટલો અટકે, સ્નેહ સંપ કેટલો વધે, અને સઘળાને કેટલું સુખ થાય ?



# અપકારનો બદલો ઉપકાર.

## દુર્યોધન અને ચિત્રસેન.

દુષ્ટ દુર્યોધને પાંડવો જે તેના પિત્રાઇ થતા હતા, તેને કપટ કરી જુગાર રમાડી તેઓનુ રાજપાટ અને સર્વ લઈ લીધું; તેમની પતિવ્રતા સ્ત્રી દ્રૌપદીને જોર જુલમથી પોતાની સભામાં ઘસડી મંગાવી, તેનાં વસ્ત્ર ઉતારી લેવા પ્રયત્ન કીધો, તે સઘળાઓને બાર વરસ સુધી વનમાં કહાડયાં, તેઓને લાખનું ઘર બાંધી તેમાં રાખી ઘર સળગાવી મુકયું અને બીજી બહુ રીતે તેઓને કનડીને દુઃખ દીધું. એ વાત હે પ્રિય બાળકો ! હવે તો તમોએ જાણી હશેજ. પણ એટલાંથી સંતોષ ન પામતાં દુર્યોધને પોતાના મિત્ર અને સોબતીઓ સાથે વિચાર કીધો કે આપણે રાજ્યવેશ સંપૂર્ણપણે ધારણ કરીને રાજ્યના સઘળા ઠાઠમાઠ સાથે વનમાં જ્યાં પાંડવોનો મુકામ છે ત્યાં જવું, અને તેઓને ગરિબ દુઃખ ભરેલી અવસ્થામાં જોવા, અને આપણી સાહેબી બતાવી તેઓને બાળવા. એ વિચાર કરી તેઓ વનમાં ગયા, અને ડેરાં તંબુ મારી મનમાં મલકાવા લાગ્યા. ત્યાં પડોશમાં ચિત્રસેન નામે ગંધર્વના માણસો આવીને રહેલાં હતાં. તેઓને મદથી છલકાઇ ગએલા દુર્યોધનનાં માણસે ત્યાંથી

હાંકી કહાડવાને ફાંફાં માર્યાં. એક બીજાને તેમાં ખુબ મારામારી થઇ, એક જાતની લડાઇ પણ જાગી, અને તેમાં દુર્યોધનને ચિત્રસેને હરાવી બાંધી લીધો અને તેના સોબતી, મિત્ર અને સૈન્યના માણસો નાસી ગયાં, આ માણસો પાંડવોના આશ્રમે જઈ ચડયા. તેઓને પાછલી વાતનો જરા પણ વિચાર નહીં કરતાં, પાંડવોએ રાખી આસનાવાસના કરી અને આશ્રય આપ્યો. દુર્યોધનની સાથે તેના કેટલાક મિત્ર પકડાઇ બંધાઈ ગયા હતા, એટલુંજ નહીં પણ એ સરવેની સ્ત્રીઓની પણ એજ દશા થઇ હતી. આ સમાચારથી પાંડવોને બહુ ખેદ થયો, અને રાજા યુધિષ્ઠિરે પોતાના ભાઇઓને કહ્યું કે દુર્યોધનને અને તેની સાથે પકડાયલા સર્વને છોડાવી લાવવા એજ આપણને ઘટે છે, અને એજ આપણો ધર્મ છે. તેના એક ભાઈ ભીમસેને પાછલી વાતો યાદ દેવાડી, ત્યારે રાજા યુધિષ્ઠિરે તેને કહ્યું કે નઠારાનો બદલો નઠારો આપવો એ બહુ સહેલું છે, પણ તે નબળા માણસનેજ શોભે છે. નઠારૂં કોઇએ કીધું હોય તો કેટલાક માણસો સામું નઠારૂં કરતાં નથી, અને તેનાથી વેગળા રહી સારૂં પણ કરતાં નથી, આવા માણસો મધ્યમ છે, અને નઠારાનો બદલો નઠારૂં આપનારા છેક ઉતરતા છે, પણ ખરેખરા ઉંચા ગુણના, મોટા મનના, અને વખાણવા લાયક, તો તેજ છે કે જેઓ અપકારને બીલકુલ વીસરી જઇને સામો ઉપકાર કરે છે,

માટે તમે સર્વ ભાઇઓ એકદમ અહીંથી ઉપડો, અને બધાંને છોડાવી લાવો. મોટાભાઇની આજ્ઞા થતાં બીજા તરત ઉઠયા, ઉતાવળથી ધાયા, અને સર્વેને છોડાવી લાવ્યા. જેને છોડાવી લાવ્યા તેઓ સરવેની પાંડવના મુકામ ઉપર ઘણી આસના વાસના કરવામાં આવી, તેઓની સારી બરદાસ થઈ, અને સારા ભાવથી પાંડવોએ તેમને વિદાય કીધા. પાંડવો-નાં મનમાં લેશ માત્ર પણ દ્વેષ નહતો, અને તેઓની આવી વર્તણુકથી દુર્યોધન અને તેની સાથેના સર્વ માણસો શરમ-થી નીચું જોઇ રહ્યા હતા. જો કોઇ આપણું માઠું કરે તે આવી રીતે તે વાત મનમાં નહીં લાવતાં વખત આવે તેઓનું સારૂં કરવાને માટે આપણે કદી પણ ચુકવું નહીં જોઇએ.



# ઇશ્વર ભક્તિ—મ્હોટાનો ખોટો ઉપદેશ ધીરજ.



## પ્રલ્હાદ.

આ પૃથ્વી, પાણી, તેજ, આકાશ, સુરજ, ચંદ્ર, તારા, પર્વત, નદી, જીવ, જંતુ, પશુ, પંખી, માણસ, સઘળાને પેદા કરનારો જે ઇશ્વર છે, તેની હંમેશ ભક્તિ કરવી એ આપણી પહેલી ફરજ છે આપણે માટે તેણે દુનિયામાં અનેક વસ્તુઓ બનાવી છે, અને તેના ઉપકાર ઘણા છે, તેની શક્તિનો પાર નથી. તે સઘળા સદગુણોનો ભંડાર છે, પવિત્ર છે, અને તેની બરોબરી કોઇથી થઇ શકતી નથી. તેને જે કોઇ વિસારી મુકે છે, અને ભજતો નથી, તે પાપીમાં ખપે છે. આપણે સહવારના પહોરમાં ઉઠતાં વારને પહેલાં તેને સંભારીને મનથી પગે લાગવું જોઇએ. તેની પાસે માગવું કે હે પ્રભુ! તારા ઉપકાર ઘણા છે. રાતે હું ઉંઘતો હતો તે વખતે તેં મારી સંભાળ લીધી છે અને હવે દીવસના હું મારાં સઘળાં કામ કરૂં તેમાં મને સારી મતી આપજે, પછી દાતણપાણી કરી નાહીને પવિત્ર થવું જોઇએ, કેમકે પવિત્ર થયા વિના પવિત્ર ઇશ્વરની સેવા કરવી એ ઠીક નથી. માટે ચોખ્ખા થઇ-

નેજ તેનું નામ વારંવાર જપવું. આપણાં સઘળાં દુઃખનો તે હરનારો છે, માટે તેનું નામ હરી કહેવાય છે. એ હરીને હંમેશાં આપણા દીલમાં રાખવો અને તેનાથી ડરીને કંઇ પણ ખોટું કામ કરવું નહીં. "હરી હરી," એમ જો હંમેશ તેનું ભજન કરે છે તેના ઉપર તે રાજી થાય છે. પ્રલ્હાદ નામનો એક નાનો છોકરો હતો. તેનો બાપ હિરણ્યકશિપુ બહુ બળવાન આખી પૃથ્વીનો માલીક હતો. પણ તે હરીને પોતાના દુશ્મન જેવો જાણતો હતો, અને તેણે કોઇએ હરીનું નામ નહીં લેવું, એવો પોતાની પ્રજામાં દાંડી ફેરવી હુકમ કહાડયો હતો. પ્રલ્હાદને તો ઇશ્વરના ઉપર પુરણ ભક્તિ હતી, અને તેથી તેના બાપે તેને બહુ સમજાવ્યો, પણ તેણે ભક્તિ મુકી નહી. તેના બાપે તેને કહ્યું કે અલ્યા તું પોતાના બાપનું કહ્યું પણ માનતો નથી. બાપનું કહેવું જે છોકરા નહીં માને તે પાપમાં પડે છે. છોકરાએ જવાબ દીધો કે એ વાત ખરી છે, બાપનું કહ્યું પણ માનવું જોઇએ, અને જે નહી માને તે પાપમાં પડે. પણ તે ખોટું કામ કરવાનું કહે તે કેમ મનાય ? બાપની સેવા કરવી એ ફરજ છે, તેમજ બાપનો પણ બાપ અને આખા જગતનો જે બાપ અને પેદા કરનારો તેની પણ સેવા કરવી એ ફરજ છે. એવા મોટા બાપના બાપ અને જગતના બાપ ને કેમ મુકાય ? છોકરાનો બાપ ઘણો આકળા સ્વભાવનો અને દુષ્ટ હતો; તેણે છોકરાને મારી નંખાવવાને બહુ દુઃખ દીધું. તેના નોકરોએ બિચારા પ્રલ્હાદને

પર્વતો ઉપરથી ફેંકી દીધો; વાઘ, વરૂ, અને ઘાતકી પ્રાણીઓનાં મોહડાં આગળ મૂકયો, પાણીમાં બુડાડી દેવાને પાણીમાં નાંખ્યો, પણ તેને જરા પણ ઈજા થઇ નહીં, તે વારેવારે "હરી, હરી." એમ બોલ્યાજ કરતો; અને હરી ઉપર પુરેપુરો ભરોસો રાખતો હતો. આ બધી વાત તેના બાપે જાણી, ત્યારે પોતાની સભાની વચમાં છોકરાને બોલાવી મંગાવ્યો અને બહુ ધમકાવ્યો, પણ છોકરો જરા ડગ્યો નહીં; ત્યારે છેવટે દયાની લાગણી વિનાનો બાપ હાથમાં તલવાર લઇને ઉભો થયો, છોકરાની સામુ ધાયો અને બોલ્યો કે બતાવ કયાં છે તારો હરી? તેને અને તને બન્નેને મારી નાંખીશ. આવા સંકટ વખતે પણ છોકરાએ ધીરજ મુકી નહીં અને કહ્યું કે મારો હરી તો જેમાં જુઓ તેમાં બધે છે. તેના બાપે કહ્યું કે શું થાંભલામાં પણ છે? છોકરાએ જવાબ દીધો કે "અરે થાંભલામાં છે અને બધે છે, "હરી હરી" એટલું કહેતામાં તેના બાપે તલવાર મારી થાંભલો ચીરી નાંખ્યો. થાંભલો ચીરાતાંજ તેમાંથી ભયંકર અવાજ થયો, અને અડધું માણસનું અને અડધું સિંહનું એવું નૃસિંહ રૂપ પ્રગટ થયું. ત્યાં હાહાકાર થઈ ગયો. સભામાં બેઠેલાઓમાં નાસાનાસ થઈ અને નૃસિંહ રૂપે પ્રગટ થએલા શ્રીહરીએ હિરણ્યકશિપુ દૈત્યને પકડીને ચીરી નાંખ્યો. આવી રીતે બાળક પ્રલ્હાદનું રક્ષણ થયું અને તેને રાજ્યગાદી પણ મળી. નૃસિંહ ભગવાને પણ તેને બહુ આશિર્વાદ આપ્યા. તેનું રાજ્ય થતાં પ્રજામાં ઇશ્વર ભક્તિ ફરીથી જારી થઇ અને સઘળા સુખમાં રહેવા લાગ્યા.

# રાજ્ય ભકિત.

## ભિષ્મ અને દ્રોણ.

એક કુટુંબમાં જેમ વડીલ બાપ હોય છે, અને તેના કહેવા પ્રમાણે કુટુંબના સઘળાં માણસો ચાલે છે, તેજ પ્રમાણે એક દેશમાં સઘળી પ્રજાનો વડીલ રાજા હોય છે અને તેના હુકમ અને તેની મરજી પ્રમાણે બધાંએ ચાલવું જોઇએ. રાજા ગમે તેવો હોય તોપણ તેની સત્તા મ્હોટી છે. તેનાથી સહુનું પોષણ થાય છે, તેનાથી સહુનું રક્ષણ થાય છે અને તેનાથીજ સહુને સુખ મળે છે. આપણા શાસ્ત્રોમાં અને તેમજ બીજા ધર્મના શાસ્ત્રોમાં પણ રાજાને ઘણો વખાણેલો છે. તેના પૂર્વજન્મના કર્મ ઘણાંજ સારાં હશે તેથીજ એવી, પૃથ્વીમાં સહુથી મ્હોટી સત્તા અને મોટી પદ્ધી તેને મળેલી છે, માટે તેની ભણી હમેશ સારો ભાવ અને ભક્તિ રાખવાં જોઇએ. રાજાઓ ઈશ્વરનો અંશ છે, એમ આગળ થઇ ગએલા રૂષિઓ કહી ગયા છે. રાજાનાં દર્શન કરવાથી ઈશ્વરનાં દર્શન કર્યા ગણાય છે. ઇશ્વર અગણીત પૃથ્વીનો પાળનારો છે, અને રાજા આ એક પૃથ્વીનો પાળનાર છે, એમ બન્નેની સરખામણી કરતાં રાજાને ઇશ્વરનો અંશ કહ્યો છે તે બરાબર છે. એટલાજ માટે જુના વખતમાં આપણા દેશોમાં ઉંચામાં ઉંચી રાજભક્તિ જણાતી હતી.

કોઇપણ માણસ રાજાની સામુ કદી પણ થતું નહીં, અને રાજાને માટે જીવ આપવાને સહુ કોઈ તૈયાર રહેતું હતું. રજપુતોમાં સ્વામિધર્મનો મહિમા મ્હોટો હતો પોતાના રાજાની ખાતર સેંકડો અને હજારો રજપુતોએ પોતાના જીવ આપેલા છે એમ ઇતિહાસ વાંચનાર સારી પેઠે જાણે છે. સ્વામિધર્મ પાળવાથી સ્વર્ગ મળે છે એ રજપુતોના મનમાં કોતરાઇ રહેલું હતું. અસલના વખતમાં રાજાઓ પોતાની પ્રજાને સારી રીતે સંભાળતા હતા, અને પ્રજા તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખતી હતી. રાજા કદી લોકને નહીં રૂચે એવું કંઇ કામ કરતા તો પ્રજા તેમની સામે થતી નહીં પણ રાજાની પોતાનીજ પાસે જઇને નમ્રતાથી પોતાને કહેવાનું તે કહેતી. પ્રજા એમ સમજતી હતી કે ઇશ્વરને સર્વની કાળજી છે, અને તે સહુના દુઃખનો ટાળનાર છે, માટે તેના ઉપર ભરોસો રાખીશું તો તે પોતે સારૂં કીધા વિના રહેશે નહીં, અને ઘેરાઇ આવેલું કાળું વાદળ વીખરાઈ જશે. માટે જે પ્રતાપી પુરૂષ આપણા ઉપર રાજકર્તા હોય તેને ઇશ્વરના અંશ રૂપ જાણીને તેની ભણી સંપૂર્ણ ભક્તિભાવ રાખવો એ આપણી ફરજ છે. આ વિષય ઉપર મહાભારતમાં સારો દાખલો આપેલો છે. પાંડવોનું રાજ કપટ કરીને કૌરવો પચાવી પડેલા હતા. કૌરવોનો મુખ્ય પુરૂષ—રાજ્યકર્તા ઘણો ખળ, દુષ્ટ અને નબળા આચરણ વાળો દુર્યોધન નામે હતો. એ કૌરવની સત્તા ચાલી રહી હતી તે વેળાએ ભીષ્મ અને દ્રોણ નામના મહા સમર્થ વિદ્વાન, ધર્મનિષ્ટ અને લોકોમાં પુજ્ય પુરૂષો હતા. તેઓને કૌરવોની

રીત જરા પણ પસંદ નહુતી, જ્યારે જ્યારે નઠારાં કામ કરવાને દુર્યોધન વિચાર કરતો ત્યારે ત્યારે એ બન્ને જણા તેને કહેતા કે તમે ખોટું કામ કરવાનું છોડી દો. તેઓ બન્નેની પ્રીતિ પાંડવો ભણી હતી, કેમકે પાંડવો ધર્મને રસ્તે જનારા હતાં, અને રાજના ખરા હકદાર હતા. આટલું છતાં દુર્યોધન તથા તેમના સોબતીઓનો જુલમ ભીષ્મ અને દ્રોણ જોયા કરતા હુતા, અને તે વખતે તો રાજાનું પદ દુર્યોધન પાસે હતું, તેથી ગમે તેવો પણ તે રાજા છે એમ જાણી તેઓ રાજાની સામે કંઈપણ તોફાન ફીતુર કરતા નહોતા. રાજા જો સત્ય ધર્મથી ચુકશે, અને નહી કરવાના કામ અને જુલમ કરશે તા તેને શિક્ષા કરવાને ઈશ્વર શક્તિમાન છે, અને તેથી પ્રજાએ તો રાજાપ્રતિ પોતાની ભકિત જાળવી રાખીનેજ ચાલવું એમાં તેઓનું કલ્યાણ છે એમ એ બન્ને મોટા પુરૂષો સમજતા હતા. એજ કારણથી જ્યારે કૌરવ અને પાંડવોની વચ્ચે મોટી લડાઇ થઈ, ત્યારે તેઓ બન્ને જણા પાંડવો ઉપર પુરણ ભાવ છતાં, પોતાના રાજા દુર્યોધન તરફ રહ્યા એટલુંજ નહીં પણ પાંડવોની સામે સારી પેઠે લડયા, અને એમ કરતાં લડાઇમાં પોતાના રાજા માટે તેમણે પોતાનો પ્રાણ આપ્યો. આવા પુરૂષોજ ઈશ્વરને વહાલા છે કેમકે પોતાની જે ફરજ છે તે ફરજથી તેઓ જુઠાં બહાનાં કહાડી કદી પણ ચુકતા નથી. ખરે ધન્ય છે એવાને!

ૐ

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ભાગ ૧ લો. સમાપ્ત.

# પુસ્તકોની જાહેર ખબર.

---

| | | |
|---|---|---|
| ÷૧ | ધર્મનીતિ બોધીની ભા૦ ૧ ... ... | ૦-૨- |
| ÷૨ | એજન ભા૦ ૨ ... ... ... | ૦-૩- |
| ×૩ | એજન ભા૦ ૩ ... ... ... | ૦-૪- |
| ÷૪ | નીતિરત્નમાળા (કાવ્યમાં) ... ... | ૦-૨- |
| ૫ | સન્માર્ગદર્શક ઉપદેશમાળા ... ... | ૦-૨- |
| ૬ | શ્રીજગદ્‌ગુરૂનું અભિગમન ... ... ... | ૦-૧- |
| ×૭ | બાળબોધમાળા ... ... ... ... | ૦-૦- |
| ×૮ | મુમુક્ષુનું નિત્ય કર્મ ... ... ... | ૦-૧- |
| ૯ | મહાપુરૂષના વચનો ... ... ... | ૦-૦-૬ |
| ૦ ૧૦ | શ્રી મહેશ્વર મહીમા ... --- ... | ૦-૮-૦ |
| ૦ ૧૧ | શ્રીકૃષ્ણ દર્શન અને રામાયણ રસબિન્દુ ... | ૧-૮-૦ |
| ૧૨ | બોધવચનમાળા... ... ... ... ... | ૦-૦-૬ |
| ૧૩ | શ્રી ચંદાખ્યાન... ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૪ | મનુષ્યનો ક્રમવિકાશ ... ... ... | ૦-૮-૦ |
| ૧૫ | શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રકાશ ... ... | ૦-૧-૦ |

÷આવી નિશાનીવાળાં પુસ્તકો સરકારના કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કર્યા છે.

×આ નિશાનીવાળાં પુસ્તકો ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યાં છે.

૦ આવી નીશાનીવાળાં પુસ્તકો ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ લાયબ્રેરી માટે મંજુર કર્યાં છે.